—:ભયંકર ભેદભરી ડિટેકટીવ નવલકથા:—

# રાક્ષસી-કૂતરો.

યાને

## "કાળ-દૂત."

પ્રેયોજક:—'પુષ્પ'



પ્રકાશક,

"ગુજરાતી સાહિત્ય મંદિર"

સલાબતપુરા-સુરત.

પ્રથમાવૃત્તિ ]    ઇ૦ સ૦ ૧૯૨૫    [પ્રત ૨૦૦૦

# અનુક્રમણિકા.

# "રાક્ષસી-કૂતરો!"

## પ્રકરણ—૧ લું.

### "ખૂન!"

"ખૂન! ખૂન!"

"પરન્તું કોનું?"

"ખબર નહિ! જલ્દી ચાલો! તપાસ કરીએ."

લંડનની લાઇમ ટ્રી નામની ગલીમાં પોતાના એક સ્નેહી નામે મી૦ વીલીયમને ત્યાં ડિટેકટીવ સેક્સ્ટનબ્લેઇક મોડી રાત્રિ સુધી બેસી ગપ્પા મારતો હતો. મી૦ પીટ પેરીસનો એક પ્રખ્યાત માણસ હતો. અને ડિ૦ બ્લેઇકનો બાળ મિત્ર હતો. રાજ્યના કામને અંગે તે લંડનમાં આવ્યો હતો. મકાનના અભાવે તે લાઇમ ટ્રી જેવી ભયંકર ગલીમાં ઘર રાખી રહ્યો હતો. ઘણે વખતે આવેલા પોતાના સ્નેહીને મળવા ડિ. બ્લેઇક આજે આવ્યો હતો. બેઉ મિત્રોએ પોતાના લાંબા વખતના ઇતિહાસો પરસ્પરને કે'વા શરૂ કર્યા હતા વાતમાંને વાતમા ગુમારે મધ્ય રાત્રિના બાર વાગી ગયા હતા. મોડી રાત થયેલી હોવાથી

હવે બ્લેઇક ઘેર જવા ઉઠયો. વીલીયમ તેને અંધારી ગલીમાંથી રસ્તો બતાવવા હાથમાં ફાનસ પકડી થોડે સુધી મૂકી જવા આવ્યો. બ્લેઇક જ્યારે આગળ ચાલતો હતો, ત્યારે વીલીયમ ફાનસ પકડી ધીરે ધીરે પાછલ ચાલતો હતો. એવામાં અચાનક વીલીયમના મુખમાંથી એક ચીસ નીકળી ગઇ.

"ખુન ! ખૂન !"

ડિ૦ બ્લેઇકે પાછું ફરીને જોયું વીલીયમને તેણે શું થયું છે ! તે પુછયું. જેના જવાબમાં વિલિયમે પોતાના સફેદ કોટ પર પડેલા લાલ લોહીના ડાઘા બતાવ્યા.

"આ શું ?..."

"બ્લેઇક ! એ બધું હું તને પછી કહીશ ! હાલ તો તું મારી સાથે ઝપાટા બંધ ચાલ...આપણે તપાસ કરીએ...નક્કી આટલામાં કોઇ કમભાગીનું ખુન થયું છે."

બ્લેઇક અને વીલીયમ ફાનસ લઇ શોધ કરવા મંડયા. ત્યાં અચાનક એક ઘરમાંથી એક માણસને ઝપાટાબંધ દોડી જતો બ્લેઇક જોયો. તે તેની પાછળ પડયો. દોડી જનાર પકડાયો. તે શ્વાસ ભેર બોલ્યો.

"મ્હને જવા દયો ! હું નિર્દોષ છું...ખૂન મ્હેં નથી કર્યું !"

"ખૂન" શબ્દ સાંભળતાજ બ્લેઇકે તેનું કાંડુ મજબુત પકડયું. એટલામાં ત્યાં વીલીયમ પણ આવી લાગ્યો.

"જો ખુન ત્હેં નથી કર્યું ! તો પછી ત્હારે ગભરાવાનું કશું કારણ નથી ! ચાલ બતાવ ! અમને કે શું થયું છે ?" ડિ૦ બ્લેઇકે કહ્યું.

"ના ! ભાઇ સાહેબ ! મ્હેરબાની કરીને મ્હને જવા દ્યો ! મ્હારાથી એ નથી જોવાતુ ! હું એ'માનું કંઈ જાણુતો નથી. કોઇને પણ ઓળખતો નથી." કહી તે માણુસ છૂટવાને ફાંફાં મારવા લાગ્યો.

"સિધો સીધો ચાલે છે કે નહિ !" બ્લેકે ભયંકર અવાજે કહ્યું.

"નહિ તો જોઇ છે આ !" વિલીયમે પિસ્તોલ કાઢી બતાવી.

ત્રણે ખૂન થયેલા ઘરમાં ગયા. મકાન બે માળનુ હતું આગલુ બારણુ ઉઘાડું હતું. ઘરમાં વીજળીનો દીવો બળી રહ્યો હતો અજવાળામાં બ્લેકે જોયું કે તેના હાથમાં સપડાયલો માણુસ આશરે પચીસેક વરસનો જુવાન હતો. કપડા ઉપરથી તે કોઈ ગૃહસ્થ જેવો જણાતો હતો.

આગલા ઓરડામાં કંઇ ન્હોતું. બ્લેક અને વિલિયમ અંદર જવા તૈયાર થયા. ત્યાં પેલો ગૃહસ્થ બોલ્યો.

"મ્હને અંદર ન લઇ જશો !"

"ચાલ ! આવવુંજ પડશે."

ધક્કો મારી બંનેએ તેને અંદર ધકેલ્યો. ઓરડો સારી રીતે શણુગારેલો હતો. છૂટું છવાયું ફરનીચર ત્યાં પડેલું હતું. એક ટેબલ અને તેની ઉપર એક ઘડીયાળ પડેલુ હતું. ચાલીસ વર્ષની વયનો એક માણુસ ઓરડાની વચ્ચોવચ્ચ આડો પડેલો હતો. એની ગળાની આસપાસ આંગળાના ઉંડા ચિહ્નો પડેલાં હતાં. એની બેઉ હાથની મુઠીઓ બંધ હતી. એકમાં એક ભુરા કોટની બાંય હતી. પાસે એક ભાંગેલી ખુરશીને એક હેટ પડેલી હતી.

તેને પૂરો તપાસ્યા પછી વિલિયમ બોલ્યો. "એ મરી ગયો છે."

"હા! લગભગ અડધો કલાક થયો હશે!"

"બરાબર છે! મરનાર જોરાવર જણાય છે. છતાં ખૂની એનાથી વધારે મજબુત હોવો જોઇએ. એને ગુગળાવીને મારી નાખવામાં આવેલો છે. ખૂનીના કોટની બાંય ફાટી ગયેલી છે, અને તે મરનારે મજબુત પકડી રાખેલી છે, તે ઉપરથી બંને વચ્ચે જીવલેણ લડાઇ થઇ હશે એમ જણાય છે ગજવામાં કંઇ નથી. કદાચ હશે તો તે લઇ જવામાં આવ્યું છે, કપડા પર કે ટોપીપર કંઇ નામનિશાન નથી. કીમતી ઘડીયાળ ટેબલ ઉપર એમનુ એમજ જોતાં લાગે છે કે ખૂનીનો ઇરાદો એને લૂંટવાનો નહોતો. ત્યારે હવે એકજ સવાલ રહે છે કે આ ઘરમાં ખૂની રહેતો હતો કે મરનાર?"

વિલિયમે પોતે એ બાબતથી પોતાને તદ્દન અપરિચિત હોવાનું જણાવતાં બ્લેઇકે ફેડીને પૂછ્યું...કહે તું શું જાણે છે?"

"ભાઇ! હું વિશેષ કંઇજ જાણતો નથી જેટલું તમે જાણો છો! તેટલુંજ હું પણ જાણું છું: હું મ્હારા એક મિત્રને મળવાં નદી કિનારે આવ્યો હતો, એટલામાં મ્હેં અહીં કોઇની ભયંકર ચીસ સાંભળી, તે પરથી હું અહીંઆ આવ્યો. અંદર આવતાજ જે તમે જુઓ છો, તેજ મ્હેં જોયું હતું કદાચ મ્હારેજ માથે ખૂનનો આરોપ આવી પડે એ બ્હીકે કોઇને જણાવ્યા વિના હું જાન લઇને અહીંથી ન્હાસતો હતો, તેવામાં તમે મને પકડી લીધો.

"પરન્તુ રાતની વખત ભલા ત્હારા મિત્રે તને અહીં મળવા બોલાવ્યો?" બ્લેઇકે પૂછ્યું.

આ સવાલથી કેદી ગુંચવાયો. એટલામાં વિલિયમે પૂછ્યું.

"વારુ ત્યારે ત્હેં એક સફેદ લુગડાવાળી સ્ત્રીને થોડીજવાર પર આ ઘરમાંથી ન્હાસતી નથી જોઇ ?"

"ના !"

"મી૦ બ્લેઇક હવેજ મ્હારે તમને કે'વાનું છે ! ફાનસ લઇ હું તમારી પાછળ ચાલતો હતો, એવામાં કોઇ મ્હારી સાથે અથડાયું. હું હેનો હાથ પકડવા ગયો, એટલામાં તો તે મ્હારા હાથમાંથી છટકી પલાયન થઇ ગયું. મ્હેં ફાનસના અજવાળામા એ ન્હાસતી વ્યક્તિને જોઇ છે. એ એક સફેદ લુગડાવાળી સ્ત્રી હતી જ્યારે મ્હેં મ્હારા કોટ તરફ જોયું, ત્યારે તેના ઉપર લોહીનો ડાઘો પડેલો જોયો. મને લાગ્યું કે જરૂર એ સ્ત્રીના હાથ લોહીથી ભીંજાયલા હોવા જોઇએ. અને તેથીજ મ્હેં તમને "ખૂન ! ખૂન !" કરીને બુમ મારી હતી. હવે તમેજ કહો ! કે આ માણસ તે સ્ત્રીની પછીજ ઘરમાં ગયેલો છે, તો એણે તેને જોયલી હોવીજ જોઇએ." "મીસ્ટર !" કેદી તરફ ફરીને હવે વિલિયમ બોલ્યો "તહમારા બ્હાના હવે નહિ ચાલે ! જો સાચે સાચું નહી કહી દેશો તો ધ્યાનમાં રાખજો કે તમારેજ ફસાઇ જવું પડશે. સાંભળો હું પેરીસનો પ્રખ્યાત વીર વિલિયમવીટ છું, અને આ લંડનના પ્રખ્યાત ડિ. મીસ્ટર સેકસ્ટન બ્લેઇક છે." બ્લેઇક જરા કચવાયો. વિલિયમે પોતાના નામ એક અજાણ્યાને આપીને ભૂલ કરી એમ તેને લાગ્યું. પરન્તુ હવે તે શા કામનું ? કેદી નામ સાંભળતા વધુ ઢીલો થઇને ફિક્કો પડી ગયો. તે ખાત્રીભર્યા અવાજથી બોલ્યો......

"તમારે માનવું હોય તો માનો! તમે ગમે તે હો તેની સાથે મ્હારે કશો સંબંધ નથી. આથી વધુ હું કંઈજ જાણુતો નથી, તે ઉપરાંત આ મહોલ્લામાં પણ હુ પ્હેલીજવાર આવ્યો છું. અને તે પણ થોડી મિનિટ અગાઉજ!"

"ત્હારૂં નામ શું છે?"

"મી૦ પીટ!"

"શું કરે છે?"

"હું "સર ડેવીડ લાઇફ઼ ઇન્સ્યુરન્સ કંપની" (વીમા કંપની) નો એજન્ટ છું."

"ઠેકાણું!"

"સેન્ટ ડેવીડ રોડ......"

બ્લેઇકે આ તમામ લખી લીધું. તે પછી વિલિયમ બોલ્યો–"બ્લેઇક તમે આ કેસમાં શું ધારો છો?"

"સાંભળ! આ માણુસ! કંઇજ જાણુતો નથી! પરન્તુ તે એક વાત જાણે છે! એણે પોતાનું નામ તથા ઠેકાણું ભાગ્યેજ ખરૂ લખાવ્યું હશે! ફિકર નહિ! તે ઉપરાંત વળી જે વાત એ જાણે છે તે એજ કે એ પેલી સફેદ લુગડાંવાળી સ્રીને સારી રીતે ઓળખે છે!"

"ખોટી વાત!" કહી બોલી પડયો.

"તું ગમે એમ બોલે પણ હું માનુ છું કે મારૂં ધારવું તદ્દન ખરૂં છે! તું એ સ્રીને ઓળખતો હોવા છતાં કે'વા માગતો નથી. હશે! તો હવે સાંભળ! પેલી દોડી જનાર સ્રીને તું ચ્હાતો હોવો જોઇએ. મોડી રાતે તે ક્યાં જતી હશે? એ જોવાનું એની પૂંઠે

પૂંઠે આવ્યો. એ સ્ત્રી અંદર આવી. પોતે જેને મળવાના ઇરાદે આવી હતી તે માણસને મરેલો પડેલો જોતાંજ તે એકવાર બેહોશ થઇ એના ઉપર ઢળી પડી. મરનારના ગુંગળાવેલા મોઢામાંથી જે લોહી નીકળ્યું છે તે તેજ વખતે એના હાથે લાગેલું હોવું જોઇએ. તે તરતજ ભાનમાં આવી નિરાશ હૃદયે ઝપાટાબંધ પાછી ફરી! તે પછી પાછળ આવી ત્હેં પણ આ દેખાવ જોયો, અને એ જોતાંજ તું નાઠો! કેમ ખરૂંને?"

મી૰ પીટ તો બ્લેઇકની આ બધી વાત સાંભળતા થંડોગારજ થઇ ગયો પણ વિલિયમથી છાના ન રે'વાયું. તે બોલ્યો,

"બ્લેઇક! ત્યારે તે સ્ત્રીજ કદાચ ખૂની હોય એમ કેમ ન બને?"

"નહિ! એક સ્ત્રી આવા પ્હેલવાન જેવા મરદને નીચે પાડી ગુંગળાવી શકેજ નહિ."

"તો એના વતી આ માણસે કેમ એમ ન કર્યું હોય!"

"ના! એ પણ ખૂની શી રીતે હોઇ શકે? જો એનો કોટ ભૂરો પણ નથી, તેમ તેની બાંહ્ય પણ ચીરાયલી નથી."

"વખત પૂરતો મળ્યો હોય અને કદાચ મરનારના કપડાં એણે પ્હેરી પોતાના બદલી નાંખ્યા હોય! એમ ન બને?"

"એ પણ અશકય છે. એના આંગળા જો! એનું સુકું શરીર જો! ખૂની તો રીંછ જેવો મજબુત હોવો જોઇએ, ખૂનીના કપડા આ માણસને બંધબેસતા ન આવતા ઢીલા પડતા જોઇએ, પણ એવું કશું નથી."

"મી૰ પીટ!" બ્લેઇક હવે પીટ તરફ ફરીને બોલ્યો.

"હજુ હું તમને બચવાની એક તક આપું છું."

પરન્તુ 'હું એને લાભ લેવાની સાફ ના પાડુ છું."

"કેદ કરીને લઇ જઇશું, અને જ્યારે ફટકા પડસે, ત્યારેજ માનશો ! બચ્ચાજી ! એમ સીધી આંગળીએ ઘી નહિ નીકળે તો ! તેના કરતાં કાળુલી દયોને સીધે સીધા તે સ્ત્રીના નામ–નિશાન !" તીખા દિમાગમા. વિલિયમે મગજ ખોઇને વાત કરી.

"હો હો" પીટે અજાયબ થઇને એક બાજુ આંગળી બતાવી.

"શું છે ?" બંને એકી સાથે બોલી ઉઠયા.

"પેલુ—પેલુ—શું ?"

"ક્યાં !"

'સામે ?"

ડિ. બ્લેઇક અને વિલિયમ બંને જરા આગળ વધ્યા, એટલે કેદીએ જોરથી પાછળ ઉભેલા વિલિયમને ધક્કો માર્યો. વિલિયમ આગળ ઉભેલા બ્લેઇક ઉપર પડયો અને ઓચિંતા ધક્કાને લઇ બ્લેઇક પણ લાસની ઉપર ઉછળી પડયો. કેદી છલાંગ ઓગીયારા ગણી ગયો. વિલિયમ અને બ્લેઇક તેને પકડવા પાછળ દોડયા. પરન્તુ કેદી કંઇ કાચી મૂતિ ન્હોતી. તે જતા જતાં મકાનના બારણા બહારથી બંધ કરી ગયો હતો. બ્લેઇક અને વિલિયમે એક સાથે જોર કરી નાજુક બારણાપર જબરો ધસારો કર્યો...ઘણા વખતના પાતળા બારણા કડાકા સાથે ભાંગી ગયા. અને વિલિયમ અને બ્લેઇક તે સાથેજ જમીનપર ચત્તાપાટ પડી ગયા. રાત અંધારી છતાં "હમણા આવ્યો" કહીને વિલિયમ ખૂનીની પાછળ પડયો. જોતજોતામાં તે નજર બહાર નીકળી ગયો.

# પ્રકરણ-૨ જું.

## "બંને બન્યાં!"

વિલિયમ શિકારની પૂંઠે દોડયો, તેજ વેળા બ્લેઈક પાછો ઘરમાં ગયો સંભાળપૂર્વક તેણે એકવાર ફરી આખા ઘરનો સરસામાન તપાસ્યો. મકાનના ઉપરના ભાગમાં દાદર પર ચઢી પ્હોંચતાંજ તેને બહુ વખતની અવાવરૂ બારીઓ ઉઘડેલી જણાઇ એક ખીંટીએ એક ભુરો કોટ લટકાવેલો હતો. જેને તપાસતાં તેની એક બાંય ગૂમ થએલી માલમ પડી. આ ઉંડા રહસ્યનો ભેદ એકાએક બ્લેઈક ન પામી શકયો. ઘરમા રહેનાર કોણ? મરનાર કે ખૂની? તે કંઇ તે નિર્ણય કરી શકયો નહિ. "ખૂની ખૂન કરીને ઉપર આવેલો હોવો જોઇએ. અને તે પૂરો થંડે પેટે કપડાં બદલી બારણું ખુલ્લુ મૂકી અહીંથી પસાર થઇ ગયો લાગે છે. કારણ? જો એમ ન હોય, તો પેલી સફેદ વસ્ત્ર વાળી અને પેલો ખોટો નામધારી પીટ અંદર શી રીતે પ્રવેશી શકે?

ડિટેકટીવ બ્લેઇકના કસાયલા ભેજાને આ આંટીઘુંટીમાં કસી પણ ઉકલણી ન જડી. તે એકવાર પાછો નીચે આવ્યો. વળી શબની તપાસ કરી રહ્યો હતો, એવામાં તેને કોઇ બે વાત કરતાં માણસો પોતાનાજ ઓરડામાં આવતા હોય એમ જણાયું...

"જલ્દી ચાલ! સાવચેતી રાખજે! કોઇ બદમાશે ખૂન કર્યું છે."

બ્લેઇક હાથમાં પિસ્તોલ લઇ સજ્જ થઇ ઉભો રહ્યો. તેણે ચાંપ દાબી સળગતી લાઇટ બંધ કરી દીધી. બારણા ખુલ્લા હોવાથી

ઓરડામાં અજવાળીઆની ચાંદનીનો આછો આછો પ્રકાસ પડતો હતો. એક હાથમાં પિસ્તોલ મજબુત પકડી ડિટેકટીવ બ્લેઇક બારણા પાછળ સંતાયો હતો. ત્યાં તો કોઇક બે વ્યકિતઓએ તે ઓરડામાં પગ મુકયો. અંધારું જોતાંજ એમાની એક વ્યકિત આશ્ચર્ય પામી. લાઇટનું બટન દબાવી અજવાળુ કરવા...તે દોડી, ત્યાં તો સંતાયલા ડિટેકટીવ બ્લેઇકે તેને ઓચીમાંથીજ પકડયો. જમણા હાથની પિસ્તોલ બતાવીને...તે બોલ્યો...

"સબુર! એક પણ પગલું આગળ ભરતાં પ્હેલાં...કહી દે કે... તું કોણ છે?,,

"કોણ? બ્લેઇક? ઓહો! વાઘ માર્યો! ભાઇ! વાઘ માર્યો! સેવક તો મી૦ વિલિયમ છે."

ખુનીને પકડવાના હવાઇ તરંગ બ્લેઇકના મગજમાંથી વીજળીની ઝડપે નાબુદ થઇ ગયા તેણે સહસા વીજળીનું બટન દાબી દીવા કર્યાં લાઇટના પૂર્ણ પ્રકાશમાં પોતાની સ્હામે પોતાના મિત્ર વિલિયમને જોતાંજ તે શરમિન્દો થઇ ગયો...

"વિલિયમ! તું તો ખુનીની પાછળ ગયો હતો ને?"

"હા! પરન્તુ બદમાશ ચાલાક નિકળ્યો! મ્હને થાપ આપીને આડે અવળે રસ્તે પલાયન કરી ગયો છે. અને હું મ્હારી સાથે આ એક સિપાઇને કે જે આ શેરીથી થોડે ઘણે અંશે પરિચિત છે તેને તેડતો આવ્યો છું. તમે તો મ્હનેજ ખૂની ઠોકી બેસાડવા ધારયો, હતો! કેમ મી૦ બ્લેઇક?"

"વિલિયમ આપણે બંને બન્યા છીએ. હવે એ વાત જવાદે. અને સિપાઇ ત્હારૂં નામ?" બ્લેઇકે સિપાઇ તરફ ફરી પૂછ્યું.

"વુડ."

"વારૂ મી૦ વિલિયમ અને મી૦ વુડ! હું તમને બંનેને ભલામણ કરૂં છું આ બનાવની સર્વ વાત ખાનગીજ રાખવી. એને જાહેરમાં આવવા દેવી નહિ."

"બહુ સારૂ."

"વારૂ! મી૦ વુડ! હવે તું આ લાસને બરાબર ધ્યાનપૂર્વક જોઇ ત્હારે જે કંઇ કે'વાનું હોય તેટલું કહી દે."

વુડે લાસને બારીકાઇથી નિહાળી. તે પછી તે વિલિયમ અને ડિટેકટીવ બ્લેઇક પ્રતિ ફરીને બોલ્યો, મ્હને નોકરી મળ્યાને આજ પૂરા સાત દિવસ પણ ભાગ્યેજ થયા હશે, છતાં હું ખાત્રીપૂર્વક કહું છું કે આ માણસને આ ઘરમાં રે'તો મ્હેં આ પ્હેલાં કદી જોયો નથી. આ તો કોઇ તદ્દન અજાણ્યોજ જણાય છે."

"વારૂ! ત્યારે આ ઘરમાં રે'નાર કોણ?"

"મી૦ જોનસન."

"વારૂ! હવે એ રે'નાર માણસ અત્રે પાછો આવે એવી આશા રાખીશ નહિં! કહે કે તું મી૦ જોનસન વિષે શું શું જાણે છે?"

"બહુ જૂજ! નહિ જેવું. મ્હને એ માણસમાં કંઇક વિચિત્રતાનું ભાન થતું હતું. હમેશાં એ એકલોજ પડયો રહેતો. નોકર કોઇ રાખતો નહિ. એની મુલાકાતે પણ કોઇ આવતું નહિ. કોઇ કોઇ વાર

તો એ ઘરને તાળુ મારી મહીનાઓના મહીનાઓ સુધી બ્હાર ચાલ્યો જતો એવું શેરીના લોકો કેતા અને ૫ાછી જ્યારે પાછો ફરતો ત્યારે ગણ્યા ગાંઠ્યા બે દિવસ રહેતો."

"એનું વર્ણન તો આપ!"

"સાહેબ! મ્હેં એને એકજવાર, અચાનક અને તે પણ રાત્રેજ જોયો હતો. કારણ મ્હારી ડયુટી (નોકરી) રાતનીજ છે. એ મધ્યમ ઉંચાઇનો અને ઘણો મજબુત બાંધાનો પહેલવાન જેવો છે."

"ઠીક! તેં એને છેલ્લવેલ્લો કયારે જોયો?"

"આજથી લગભગ પાંચેક દિવસ ઉપર!"

"એથી વિશેષ કંઇ તું અમને આમાં મદદ કરી શકે એમ છે?"

"ના! જી!"

"તો જા! હવે હું નાહકનો તને રોકવા માગતો નથી. પરન્તુ યાદ રાખજે, આ વાત હોઠ બ્હાર ન જાય."

મી૦ વુડ ત્યાંથી રોન ફરવા પોતાની ડયુટી પર ચાલ્યો ગયો. તે પછી વિલિયમને સંબોધી ડિટેક્ટીવ બ્લેઇકે કહ્યું..."વિલિયમ! તું કંઇ આમાં સમજ્યો?"

"જરાએ નહિ! આ ભુલભુલામણીમાં મ્હને તો કશીય સમજણ પડતી નથી. બાકી ખરૂં પૂછો છો મ્હને તો વ્હેમ પેલા ન્હાસી જનાર બદમાશ "પીટ" પરજ છે."

"નહિ! તું ભુલે છે! જો સાંભળ! મી૦ વુડના ચ્હેરા પરથીએ કંઇક આ વાતમાં વધુ જાણે છે; છતાં કેવા માંગતો નથી. આ ખુન

થયું છે, તેમાં બે હેતુમાં સમાયલો હોવો જોઇએ. એમ લાગે છે ક્યાં તો વૈર ! ક્યા તો કોઇ ગુપ્ત ભેદ. પેલો ભેદી......આ મકાનમાં રે'નાર મી૦ જોનસન એની વર્તણુંક ઉપરથીજ બતાવે છે કે તે છૂપાઇને રે'તો હતો, તેજ આ મરનારને અહીં ફોસલાવી લાવ્યો. અને તેણેજ નીચ હુમલો કરી ગરદન દબાવી એને ગુંગળાવી માર્યો છે. મરનારનો પત્તો ન લાગે, માટે તેણે સમયસુચકતા વાપરી દીર્ઘદ્રષ્ટી દોડાવી મરનારના ગજવામાંથી તમામ કાંઢી લીધું છે. લંડનની વિશાળ વસ્તીમાં તે સંતાયલો હોવો જોઇએ. પેલી દોડી ગયેલી સફેદ કપડાવાળી સ્ત્રી ઘણું કરીને મરનારને ઓળખતી હોવી જોઇએ. તેને આગળથી ખબર પડેલી હોવી જોઇએ કે મરનાર મી. જોનસનની મુલાકાતે જનાર છે. તે શુભેચ્છક સ્ત્રી તેને આ બદમાશની જાળમાં સપડાતા ચેતવણી આપવા અહીં આવેલી હોવી જોઇએ. પરન્તુ પોતે મોડી થવાથી તેણે એનું શબ જોયું, પૂરતી તપાસ કરવા જતાં તેના હાથ લોહીવાળા થયા. તે ત્રાસી અને ત્હારા પંઝામાંથી ન્હાસી ગઇ. તેનો આશક કે જે આપણને બંનેને બનાવી ન્હાસી ગયો છે, તે પોતાની માશુકને અર્ધ રાત્રે એકલી કયાં જતી હસે ? એ જોવાનેજ પીછો પકડી અહીં સુધી આવેલો અને દૈવયોગે આપણા હાથમાં સપડાયલો. બાકી તે તો કેવળ નિર્દોષજ છે. તે મરનાર કે રે'નાર બેમાંના કોઇને પણ ઓળખતો નથી."

"ત્યારે હવે આપણે શું પગલાં લેવાં ?" વિલિયમ બોલ્યો. "એક નહિ પણ બે રસ્તા આપણે માટે ખુલ્લા છે." બ્લેઇકે કહ્યું.

"ક્યા ? ક્યા ?

"એક તો પેલી ન્હાસી જનાર સ્ત્રીને શોધી કાઢવી. તે બધો ભેદ જાણુતી હોવી જોઇએ. અને તેમ ન બને તો તેને ન્હાનાર આપણે બંનેને બનાવી જનાર મી૦ પીટને ખોળી કાઢવો જોઇએ. તે અવશ્ય પેલી સ્ત્રીને પિછાને છે. આગળ સાંભળ! સ્ત્રી કોઇ સારા ખાનદાન કુટુંબની છે. અને મી૦ પીટ પણુ કોઇ આબરૂદાર ગ્રહસ્થ ઓલાદનું ફરજંદ લાગે છે........

ડિટેકટીવ બ્લેઇક આગળ બોલે તે પહેલાં તો કાનોને ફાડી નાખે એવો કારમો અવાજ તેમને કાને આવ્યો. ડિટેકટીવ બ્લેઇક અને વિલિયમ બને તે કોણુ છે! તે જોવા ફાનસ લઇ બ્હાર આવ્યા. એકજ છલંગ...અને કોઇ ભયાનક કીકીયારૂં કરતું કદાવર જનાવર બ્લેઇક અને વિલિયમની ઉપરથી મરનારના ઓરડામાં પસાર થઇ ગયું. વિલિયમના હાથ માંહેનું ફાનસ છટકી જમીન ઉપર પડી ફૂટી ગયું. અને તે સાથેજ વાઘ કે સિંહ જેવા કોઇ જંગલી જનાવરની બ્હીકે ડિટેકટીવ બ્લેઇકે પિસ્તોલનો બ્હાર કર્યો. વિલિયમ અને ડિટેકટીવ બ્લેઇક તે પછી ભરેલી પિસ્તોલો હાથમાં લઇ હિંમત રાખી ઓરડામાં પ્રવેશ્યા. મરનારની લાસ ઉપર નજર પડતાંજ તેઓએ એક ભયંકર દેખાવ જોયો તે શું?



# પ્રકરણ ૩ જું.

## " વફાદાર ! "

વિલિયમ અને બ્લેઇક બેઉના હાથોમાં ભરેલી પિસ્તોલો હતી. ખૂનીની લાસ આગળ તેમણે એક ભયંકર કૂતરાને ઉભેલો જોયો. તેની આખોમાંથી આંસુના ટીપાં પડતાં હતાં. તે વિકાળ કુતરાના ગળામાં એક ચામડાનો મજબુત પટો હતો પટાની અંદર એક જાડી રસી બાંધેલી હતી. વારંવાર કૂતરો ખુનીના લોહીને ચાટી સૂંઘી રહ્યા હતો. એવામાં ડિટેકટીવ બ્લેઇક તથા વિલિયમને આવેલા દેખતાંજ તે ઘુરકયો, બ્લેઇકને તેની જાત પામી જતાં વાર ન લાગી. તે તરતજ બોલ્યો...

"વફાદાર ! અમે શત્રુ નથી પણ મદદગાર છીએ."

કૂતરાએ તે બેઉને સૂંઘ્યા. તે પછી તે સંતોષ પામતો હોય તેમ પૂછડી હલાવતો શાન્ત થઇ ઉભો રહ્યો ડિટેકટીવ સેકસ્ટન બ્લેઇકે તેના શરીર ઉપર હાથ ફેરવતાં બોલ્યો...

"વિલિયમ ! આ કૂતરો મરનારનો છે. હું ધારું છું કે એને પાછળના વાડામાં પ્રવેશ દ્વાર પાસે બાંધેલો હોવો જોઇએ. ત્યાંથી એ રસી તોડીને અહીં આવી લાગ્યો છે. આવા કૂતરાઓને બ્લડ હાઉન્ડ કહેવામાં આવે છે. એઓ ગંધ ઉપરથી ખુનીને પકડી શકે છે. હું ધારું

કે એ આપણને અવશ્ય કામનો થઇ પડશે. એની મદદથી આપણે ખૂનીને સ્હેલાઇથી પકડી શકીશું" ત્યાર પછી બ્લેયકે નીચા વળી તેના ગળાની આજુબાજુ જે ચામડાનો પટો વિંટાળેલો હતો, તેની પિત્તળની પટીમાં કંઇક અક્ષર કોતરેલા જોયા. તે "પેડ્રો" હતો. બ્લેઇક તરતજ સમજી ગયો કે કૂતરાનુ નામ પેડ્રો છે. તેણે કૂતરાને બાંધેલા દોરડાનો એક છેડો પોતાના કાંડા ઉપર બરાબર વિંટાળ્યો. તે પછી મરનારના હાથમાં મજબુત રીતે પકડાયલી ખુનીના કોટની અર્ધ બાંહ તેણે કૂતરાને સુંઘાડી. સુંઘતાંજ પેડ્રો ઉછળ્યો. વિલિયમ અને બ્લેઇક પણ તેની સાથેજ ઘસડાયા. છલંગ મારતો કે કુતરો સડસડાટ સીડી વાટે ઉપરના માળ ઉપર. કે જ્યાં ખુનીએ કપડા બદલ્યાં હતાં. તે પછી તે એકાએક બારી વાટે થઇ મકાનના પાછલા ભાગમાં કૂદયો. વિલિયમ અને બ્લેઇક પણ તેની સાથે કૂદ્યા. બ્લેઇકને વિચાર કરતાં જણાયું કે જ્યારે પેલી સ્ત્રી ખુનીને ચેતાવવા આ મકાનમાં આવી હતી, ત્યારે ખુની ઉપરના ભાગમાં કપડાજ બદલતો હોવો જોઇએ. ખુનીને પગલે પગલે સુંઘતો પેડ્રો વિલિયમ અને બ્લેઇકને લઇ લંડનના ધોરી રસ્તા ઉપર આવી લાગ્યો. રસ્તા ઉપર સેંકડો માણસોના ચાલવાથી, તથા મોટર અને ગાડીના જવાથી ખૂનીના પગલાની ગંધ પારખવામાં પેડ્રોને બહુજ વાર લાગતી હતી, છતાં આખરે તેઓ એક બાગ આગળ આવી લાગ્યાં અહીં પેડ્રો એકદમ કૂદી એક બેન્ચ ઉપર ચઢી ગયો. બ્લેઇકે તરતજ વિલિયમને કહ્યું. "વિલિયમ ! જો ખૂની અહીંયા જરા આરામ લેવા બેઠેલો હોવો જોઇએ." તે પછી પેડ્રો જ્યાં જ્યાં ખુની બાગમાં ફર્યો હતો, ત્યાં ત્યાં બંનેને બધે ફેરવ્યા. તે પછી તે બાગને પાછલે બારણેથી દર-

વાજો કૂદી બ્હાર પડયો. વિલિયમ અને બ્લેઇકે પણ તેમજ કર્યું આ બધી ગડબડમાં મળસ્કું થવા આવ્યું હતું. અવિશ્રાન્ત પરિશ્રમે કરી હાંફતો હાંફતો પેડ્રો, વિલિયમ અને ડિટેકટીવ બ્લેઇક એક હોટલના દ્વાર આગળ આવી લાગ્યા. અહીં આવતા પેડ્રોએ એવો તો જીવલેણ કૂદકો માર્યો કે એક આચકા સાથે બ્લેઇકના હાથમાંથી પકડેલો દોરડાનો છેડો છૂટી ગયો. બ્લેઇક અને વિલિયમ બેઉ એકમેક પર પડી સજ્જડ અફળાયાં કપડાં ખંખેરી બ્લેઇક હોટલમાં જવા આગળ થયો. કે હોટલનો મેનેજર હાંફતો હાંફતો બ્હાર આવ્યો. બ્લેઇકનો હાથ પકડી તે કે'વા લાગ્યો.

"સબુર ! મહેરબાન ! પેલો વિકાળ કૂતરો કો'નો છે ?"

'મ્હારો !"

"તેણે તો દાટ વાળી દીધો છે. ટેબલ અને ખુરસી ઉપર કુદી કૂદીને તમામનો ચૂરો કરી નાખ્યો છે. તમારે એ નુકસાનની બધી કીંમત ભરી આપવી પડશે."

એક ઝટકાની સાથે પોતાને ખોટી કરતા મેનેજરનો હાથ દુર કરતા બ્લેઇક પોતાનો ચાંદ બતાવ્યો તે બોલ્યો...

"બસ ! હું ડિટેકટીવ બ્લેઇક છું આ મ્હારા મિત્ર છે. અમે ખૂનીની પૂંઠે પડયા છીએ. એ કૂતરો અમારો છે...ચાલ...જલ્દી આઘો ખસ–જવા દે...કે'તોજ ધકકો મારી મેનેજરને દુર કરી વિલિયમ અને ડિટેકટીવ બ્લેઇક હોટલની અંદર ધસી ગયા, કે ખુની હતોજ તેમણે પેડ્રોને એક ઓરડાના દ્વારને નખોરીયાં મારી ઉઘાડવાને જોર કરતો જોયો. બ્લેઇક અને વિલિયમ બંને સમજી ગયા

કે ખુની કુતરાથી બચવા ઓરડામાં ભરાયો છે. બેઉએ એક સાથે બળ કરી...બારણુ તોડી નાખ્યું. પેદ્રો તરતજ છલંગ મારી કુદ્યો. ખૂની પાછલી બારીથી ઉતરતો હતો. પેદ્રોના મ્હોંમાં તેના કોટનો પાછલો ભાગ આવ્યો. ખૂનીએ જીવ બચાવવા પડતુ મુક્યું. હોટલની પાછલી જમીન બહુ ઉંચી ન હોવાથી તેને વધુ વાગ્યુ નહિં ફાટેલો કોટ પેદ્રોના મ્હોંમા રહ્યો. પેદ્રો, બ્લેઇક અને વિલિયમ ત્રણે તેની પૂંઠે કુદ્યા...ખૂનીએ બ્હાર નીકળતાંજ મોટરમાં ઝંપલાવ્યું. તેણે મોટર પુરપાટ છોડી દીધી. હતાશ થએલ પેદ્રો ભયંકર ચીચીયારીઓ પાડવા લાગ્યો. (પાણીમાં મોટરકારમાં કે ગાડીમાં જનારની ગંધ બ્લડ હાઉન્ટ કુતરા નથી પારખી શકતા.) બ્લેઇક પેદ્રોની નિષ્ફળતા પામી ગયો. તેણે તરતજ બીજી મોટર બોલાવી...પેદ્રો પણ અંદર ચઢી ગયો. ખુનીની મોટરની પૂંઠે ડિટેક્ટીવ બ્લેઇકની મોટર દોડવા લાગી. ખૂની પાછળ ફરી ફરી પોતાની પુંઠે આવતી મોટર પર પિસ્તોલના બ્હાર ઉપર બ્હાર કરતો હતો. એક બ્હાર મોટરના આગલા પૈડાંને લાગતાંજ મોટર અચાનક અટકી...ચતુર પેદ્રો, ઘુરકીયાં કરતો નીચે ઉતર્યો. બ્લેઇક અને વિલિયમ ખુનીને પુલપર થઇ થેમ્સ નદી પસાર કરતો જોઇ રહ્યાં પરન્તુ પેદ્રો ખૂનીને પકડવા સામે કાંઠે જઇ પ્હોંચવા હિંમતથી નદીના ઉંડા પાણીમાં કુદી પડયો. બ્લેઇક અને વિલિયમ એક વફાદાર ાણીની આ હિંમત તથા સ્વામીભકિતથી ખૂશ થઇ ગયા. અને પોતે બંને પણ તરવામાં નિપૂણ હોવાથી પેદ્રોની પાછળ નદીના જળમાં કુદી પડયા. આગલી મોટરમાં ખુનીને આ વાતની ખબર ન પડી. બન્યું એવું કે તરતાં તરતાં ત્રણે સામે કિનારે નિકળ્યાં. પેદ્રો વિલિયમ અને બ્લેઇક જાતે શરીરે આગળ વધ્યા. તેઓએ ખૂનીની

મોટર દૂર ખાલી પડેલી જોઇ. ત્રણે દોડયાં, મોટર ડ્રાઇવરનો ખુની ક્યાં ગયો એ પૂછવા બ્લેઇક પાસે ગયો. ઓફ્રે...(ટેક્સીનો હાંકનાર) પોતાના ચ્હેરા યા પ્હેરવેશથી બ્લેઇકને પરિચિત કરીદે એ બ્હીકે ખુનીએ તેને લાંબો વખત બેશુદ્ધ રે' એટલું કલોરો ફોર્મ સુંઘાડયું હતું. નિરાશ બ્લેઇક અને વિલિયમ "શું કરવું ?" તે વિચારમાં પડયા, એવામાં પેડ્રાએ પુન ગંધ પકડી...તે' દોડવા લાગ્યો... બ્લેઇક અને વિલિયમ ફરી તેની પૂંઠે જવા લાગ્યા. એટલામાં એક સનનનન કરતી ગોળી આવી. પેડ્રાના પાછલા પગમાં આઘાદ વાગી. પેડ્રો લોહીલોહાણુ થઇ જમીન ઉપર ચત્તોપાટ પડયો. પડતાં પડતાં તેના મુખમાંથી એક ભયંકર ચીચીયારી નીકળી ગઇ...બ્લેઇકે અને વિલિયમે ખુનીને દૂર દોડી જતો જોયો.

---

# પ્રકરણ—૪ થું.

## "ભેદી બુરખાવાળો."

ડિટેક્ટીવ બ્લેઇક અને વિલિયમ મરનારનું મકાન છોડી ગયા, પછી થોડાજ વખતમાં ત્યાં મી૦ વુડ આવી લાગ્યા. તેને પણ આ કેસમાં કંઇક રસ પડવા લાગ્યો. જો પોતે ખૂનીને પકડી પાડે તો મ્હોટું ઇનામ મળે એ આશામાં તે લાસનું બારીક નિરિક્ષણ કરવાના કામમાં રોકાયો. તેને આવ્યાને થોડીજ વાર થઇ હશે, એટલામાં એક કાળા બુરખાથી અચ્છાદિત થએલી વ્યકિત ત્યાં આવી લાગી. વુડને—એક પોલિસના સિપાઇને મરનારની લાસ આગળ ઉભેલો જોતાંજ તે આવનાર માણસ ચમકયો, અટકયો. વુડને તેના ઉપર કંઇક શંકા પડતાજ તેણે પ્રશ્ન કર્યો..."કોણ છો ?"

"કોઇ નહિ ! અહીં શું થયું છે ?" આવનારે પ્રશ્ન કર્યો.

તેના મોઢાનાં ભાગ સિવાય તમામ ભાગ કાળા બુરખાથી ઢંકાયલો હતો છતાં તેના બોલવા પરથી તે સ્ત્રી નહિ પરન્તુ પુરૂષ છે, એમ સર્વ કોઇ કહી શકતું, હતું વુડે તરતજ કહ્યું.

"ખુન થયું છે."

"ખૂન ? કોનું ?"

"તેની મ્હને ખબર નથી. ડિટેકટીવ મી૦ બ્લેઇક અને તેમના

મિત્ર વિલિયમ બન્ને ખૂનીની શોધમાં ગયા છે. હું અહીંનો સિપાઇ છું...મ્હારૂં નામ "વુડ." હવે આપનું નામ ઠામ અને અહીં આવવાનું પ્રયોજન જણાવશો ?"

"હું અહીં આવનાર મ્હારા પરમ મિત્ર મી૰ ન્યુટનને મળવા આવેલો છું." એટલું કે'તા તો......તેની આંખો મરનાર પર ગઇ. તે દોડયો. લાસને જોતાંજ તે બોલી પડયો......

"ઓહ ! હું આ શું જોઉં છું ! કોણ ? મ્હારા વ્હાલા મિત્ર ન્યુટનનું ખૂન ? અરેરે ! જો હું થોડો વ્હેલો આવ્યો હોત તો કે'વું સારૂં ?"

"ન્યુટન ? એ કોણ ? શું તમે એને ઓળખો છો ?" વુડે આશ્ચર્યની સાથે સવાલ પૂછયા.

"એ'ને ઓળખું છું, એટલુંજ નહિ પરન્તુ ખૂનીને પણ હું બરાબર ઓળખું છું." આવનારે દાંત તથા હોઠ પીસી મુઠીવાળી જવાબ દીધો.

"પરન્તુ બદમાશોને કયાં ખબર છે કે હજુ આ એનો મિત્ર હયાત છે. બચ્ચા કુબલ અને મદદગાર વેલ્સ તમને બંનેને જોઇ લઇશ." આવનારે પોતાના હૃદયોદ્ગાર આગળ ચલાવ્યા.

"કુબલ અને વેલ્સ એ કોણ ?" વુડે ચમકીને પૂછયું.

"ખૂની અને તેનો મદદગાર !" મી૰ વુડ ડિટેકટીવ બ્લેઇક અને એમના મિત્રની સાથે ત્રીજું કોઇ છે ?"

"હા ! અહીં આવતાં મ્હેં એ બંનેને ન્હાસતા જોયા હતા. તેમની

આગળ કોઇ એક ભયંકર કૂરો ચીચીયારી કરતો આગળ વધતો હતો. જો મ્હારી ધારણા બરાબર હોય તો એ કૂતરો...મરનારનો હોવો જોઇએ."

આટલી વાતચીત ચાલે છે, એવામાં પેદ્રાની પ્હાડી ગર્જના દૂરથી સંભળાઇ. આવનાર ભેદી પુરૂષ તે સાંભળી બોલ્યો..........

"એજ ! હજુ એ પેદ્રાનો અવાજ સંભળાય છે. મી૦ વુડ ! હું ધારૂં છું કે હજુ હું એમને પકડી શકીશ. સાહેબજી... :"

"થોભો ! પ્રથમ આપની ઓળખાણ આપો ! આપે આપનુ તમામ અંગ શા માટે સંતાડયું છે ?"

"એટલાજ માટે કે હું અહીં આવ્યો છું, અને ખૂનીની તપાસ માટે ફરૂં છું, એ ખબર ખૂની તેમજ તેના મદદગારના કાને ન જવી જોઇએ...હું ઇન્સ્પેકટને ખાનગીજ મદદ કરીશ...હેલો–ગુડ–નાઇટ" અને મી૦ વુડ તેને કંઇક વધુ પૂછપરછ કરે તે પ્હેલાં તો તે આવનાર "ભેદી બુરખાવાળો" જોતજોતામાં પલાયન થઇ અંધારામાં ગરક થઇ ગયો.

"ફ્રુઅલ અને વેલ્સ ! નાંઠી એજ નામો !" વુડના મોઢામાંથી આશ્ચર્યના ઉદ્ગારો બ્હાર પડી ગયા.



# પ્રકરણ-૫ મું.

## " મદદગાર ! "

પેદ્રોને જે પગે ગોળી લાગી હતી, તે પગે બ્લેઇક પોતાનો રૂમાલ જોરથી બાંધી દીધો. થોડીજવારમાં પેદ્રો પાછો તૈયાર થઇ ગયો. ડિટેકટીવ બ્લેઇક અને વિલિયમ ખૂનીની પૂઠે પડવા ખૂનીનીજ મોટરકારમાં ગોઠવાયા. પેદ્રો માંહે બેસવા જતો હતો, એટલામાં એક બીજી મોટર આવી ત્યાં ઉભી રહી. પેદ્રાની નજર તેમાં બેઠેલા માણસ પર જતાંજ તે છલંગ મારી એ પૂરપાટ દોડતી મોટરમાં ચઢી બેઠો. અંદર બેસનારે એક કાગળીયું ઝપાટાથી મોટરની બ્હાર ફેંકી દીધું. આશ્ચર્ય પામતા બ્લેઇકે તે ઉઘાડી વાંચ્યું......

"ડિટેકટીવ બ્લેઇક."

તમે ખૂનીને પકડવા જે પરિશ્રમ ઉઠાવી રહ્યા છો, તેમને માટે તમને ધન્યવાદ ઘટે છે હું મરનારનો મિત્ર છું. આપ જો મ્હારા મિત્રના ખૂનીને પકડી પાડશો તો રૂ. ૧૦૦૦૦નું ઇનામ હું તમને આપીશ. હાલમાં હું મ્હારા ખરા નામ હામમાં બ્હાર પડવા નથી ઇચ્છતો. ખુન કરનાર મી૦ "કુઅલ" અને તેનો નિર્દય મદદગાર મી૦ વેલ્સ છે. ખૂનીની પૂઠે જવાની જરૂર નથી. લાસને સાચવો. તમારૂં કામ હું કરી લઇશ."

"મદદગાર."

વાંચક! મી૦ વુડને મળી મોટર લઇ બ્લેઇકની પૂંઠે પડનાર એજ પેલો "બેદી મુરખાવાળો!" વિલિયમ અને બ્લેઇક ચીઠ્ઠી વાંચી વિસ્મયતાથી જોવા લાગ્યા. અંતે વિલિયમ બોલ્યો.........

"બ્લેઇક! આ'માં મ્હને તો કશી સમજ પડતી નથી."

'વિલિયમ! સાંભળ! આ આવનાર કે જેની સાથે હર્ષપૂર્વક કૂતરો ગયો ને મ્હોટે ભાગે મરનારનો મિત્ર હોવો જોઇએ. ચાલ... હવે નકામો સમય ગુમાવવો ઠીક નથી. ફરી એકવાર મરનારની લાસ આગળ..........જોઇએ.'

બ'ને મોટરમાં બેસી...ફરી એકવાર મરનારના મકાન આગળ આવ્યા. થોડીવારે ત્યાં વુડ હાંફતો હાંફતો આવ્યો. બ્લેઇકને તેણે પ્રથમ તો પેલા બેદી મુરખાવાળાની વાત કરી, તેણે કહેલાં ખુનીનાં નામ કહ્યાં. ડિટેકટીવ બ્લેઇકે નિશ્ચય કર્યો કે......ત્યારે તો એજ! જેની સાથે મોટરમાં પેલો ગયો......તે એજ માણસ."

"વાહ! વુડ! પરન્તુ તે પછી તું ક્યાં ગયો? અને હાંફતો અત્યારે ક્યાંથી આવ્યો?"

"તેજ કહું છું. સાંભળો! જુઓ!" કહી વુડે એક સરનામાની છાપેલી કાગળની કાપલી બ્લેઇકના હાથમાં મુકી તે બોલ્યો......"આ મ્હને લાસ આગળથી મળી આવી. છે તે હું તમને આપવા અહીં શોધવા ગયો હતો, પણ આપ મળ્યા નહિ, એટલે અહીં પાછો આવ્યો." ડિટેકટીવ બ્લેઇકે તેના ઉપર લખેલા શબ્દો વાંચ્યા.

મી૦ બ્રાઉન વીલ......બેરીસ્ટર એટ-લૉ......

ન્યુ વીલા......

લંડન.........

"વિલિયમ !" બ્લેઇકે વાંચતાંજ હર્ષપૂર્વક ઉદ્દગાર કાઢ્યા......

"આજ પેલો ખોટું નામ આપનાર સર ડેવીડ લાઇફ ઇન્સ્યુરન્સ કંપનીનો એજન્ટ...એજન્ટ ડેવીડ રોડનો રહીશ...આપણા હાથમાંથી છટકી જનાર પેલી સફેદ કપડાંવાળી સ્ત્રીનો આશક મી૦ પીટ." અને તે પછી લુડને શોધ બદલ શાબાશી આપી લાસપર દેખરેખ રાખવાનું સુચવી વિલિયમ અને બ્લેઇકે ન્યુવીલા જવા મોટર દોડાવી.

વાંચક ! પોતાનું ખોટું નામ ખોટું ઠેકાણું બતાવનાર મી૦ પીટના ગજવામાંથી પોતાનો આ એડ્રેસીંગ કાર્ડ (સરનામાનો કાગળ) રૂમાલ કાઢતાં પડી ગયો હતો. અને ચતુર ડિટેકટીવ બ્લેઇક તે વાત ચેતી ગયો કારણ કે મરનારના ઓરડામાં તેણે તેવી કોઇ ચીજ પ્હેલાં જોઇ ન હતી.

---

# પ્રકરણ—૬ હું.

## "મ્હોબત કે મ્હોત!"

વાંચક! ચાલો મ્હારી સાથે લંડનના એક નવયુવાન બેરીસ્ટરને બંગલે!

મી૦ બ્રાઉનવીલના હાથમાં પેપર હતું. તે ગઇ કાલનો ભયંકર ખૂની બનાવ વાંચી રહી હતી. એટલામાં બારણું ઠોકાયું.

"અંદર આવો! બ્રાઉને આવનાર રમણીને આવકાર આપ્યો.

આવનાર એક વીસ વર્ષની ખુબસુરત છોકરી હતી એના મોઢા ઉપર બુરખો હતો. અચકાતી સંકોચાતી તે અંદર આવી આવતાંજ તે બોલી.........

"મી૦ વીલ!"

"પધારો.........મીસ બ્યુટી.'

"બ્યુટી" એક ખુરસી ઉપર ગોઠવાઇ. મી૦ બ્રાઉન વીલ એક ટેબલ પાસે ઉભો. મીસ બ્યુટીએ આગળ ચલાવ્યું.

"હું આજ ન આવત! પરન્તુ તમને મળ્યા વિના મ્હારાથી ન રે'વાયું...મ્હને લાગ્યું કે મ્હારે તમને...કાલની વાતનો......

"ખુલાસો કરવોજ જોઇએ." મી૦ બ્રાઉન વીલે તેનો વળતો બોલ ઝીલી લીધો.

"હા! અને મી૦ " વીલ!" મ્હેં આજના છાપામાં તમારાં ખોટાં નામ ઠામ વિગેરે સર્વ વાંચ્યું છે. હું ધારૂં છું કે આપ મ્હને અજાણતા જતાં ડિટેક્ટીવ બ્લેકના પંઝામાં ક્યાંય સપડાઇ જશો."

"બન્ને ! કારણ બ્લેઇક અને તેનો મિત્ર વિલિયમ બંને મ્હને શોધવાને તનતોડ પ્રયત્ન કરી રહ્યા છે." "બ્યુટી" ત્યારે સમજવું જોઇએ કે ત્હારેજ ખાતર હું જુઠું બોલ્યો છું. જો હું પકડાઇશ, અને મ્હારૂં આ જુઠાણું બ્હાર પડશે, તો મ્હને ભારી સજા થશે. અને મ્હારા પકડાયા પછી તેઓ ત્હારૂં નામ દેવડાવવા મ્હને અત્યંત ત્રાસ આપશે, એ બધું ત્હારી ધ્યાનમાં નથી ઉતરતું ?" મીસ્ટર બ્રાઉને ભગ્ન હૃદયે પોતાની માશુકને કહ્યું.

"વ્હાલા "વીલ" ! મ્હોબ્બતને ખાતર એટલું કરવું પડશે. સમય આવે મ્હોતને પણ ભેટવું પડશે. જો કે તમામ જાણું છું... છતાં નથી કહી શકતી..."

"પરન્તુ... કંઇક તો ખુલાસો કર..."

"વીલ" સાંભળ ! આજે હું એજ કે'વા આવી છું, કે મ્હેં શરમ આવે એવું કોઇ પગલું ભર્યું નથી, તારા પ્યારને નાલાયક ઠરવાં જેવું કશું કૃત્ય કર્યું નથી."

"તે બધું મ્હેં મ્હારી નજરો નજર જોયું છે ! મ્હારી વ્હાલી. "બ્યુટી !"

"તમારો મ્હારા ઉપર વિશ્વાસ જોઇ હું ખુશી થાઉં છું... "વીલ" સાંભળો ! યાદ રાખજો કે શબ્દ સરખોયે હોઠ બ્હાર ન જાય...કાલ સ્હવારે મ્હારા ચાર ચાર વર્ષથી ગૂમ થએલ પિતા લંડનમાં આવ્યા હતા. તેમની સાથે હું લંડનના બ્હારના ગામડામાં ગઇ હતી. બપોરે મ્હારા બાપના નામનો તાર આવ્યો. પિતા તરતજ મ્હને ગામ મૂકી પાછા ફરેલા હોવાથી ઘરમાં ન્હોતા, એટલે મ્હેં તાર વાંચ્યો. તાર અત્યંત અગત્યનો હોવાથી એમને શોધવા હું સતોશત લંડનમાં આવી. અને ત્યાં મરનારની મુલાકાત થઇ, પરન્તુ લાસ જોઈ..."

"તો શું ? ત્હારા પિતા ત્હને ત્યાં મળશે, એમ તું આગળથી જાણતી હતી ?"

"વખતે ત્યાં હોય !"

"ત્યારે કાલે એઓ ત્યાં ગયા હતા ?"

"નહિ ! તેઓ તો તરતજ મ્હારે ગામ પાછા ફરેલા."

"અને ખૂની ?"

"તેને વિષે હું કંઇજ જાણતી નથી."

"વારુ ! પેલો ભેદી ઘરમાં રે'નાર મી૦ જોનસન કોણ છે ?" ત્હારા બાપનો એ સ્નેહી છે ?"

"તે તો પ્રભુ જાણે !

"તને કેમ લાગે છે ? જોનસન ખૂની હશે ;"

"ખબર નહિ."

"ગમે તેમ હો !" એ જોનસનને તો ઓળખતા હોવા જોઇએ.

"હા !"

"તો તેઓ ખૂનીને પકડવામા મદદ નહિ કરે ? કારણ ? તેઓં મી૦ જોનસનને સારી રીતે ઓળખે છે."

"હાલ તરત તો નહિજ કરે...કેટલાક કારણો એવાં છે..."

"બ્યુટી ! તું આ શું બોલે છે ? જો ત્હારા પિતા આ કેસમાં તદ્દન નિરપરાધી અને નિર્દોષ હોય તો...પછી તેમને........."

"નિર્દોષ ! હા-હા મ્હારા પિતાજીનો એ'માં જરાપણ હાથ નથી. તેઓ મરનાર કોણ છે ? તેને ઓળખતા નથી. તેમ જ મી૦ જોનસને જો એ ખૂન કર્યું હોય તો તે શા માટે કર્યું તે તેઓ જાણતા નથી."

"તો પછી જોનસનને પકડાવવામાં એમને શો વાંધો છે ? વારુ ! તારમાં શું હતું ?"

"બ્યુટીએ તારની નકલ મી૦ બ્રાઉનને કાનમાં કહી......

"કેમ ?...અટકી કેમ ગઇ ?"

"બસ ! હું ધારૂં છું કે મી૦ વીલ ! મ્હેં આપને બહુ કહી દીધુ છે...હવે હું વધુ કે'નાર નથી. મ્હારા પિતાજીની જીંદગી સાથે એક ગુપ્ત વાત જોડાયલી છે અને તે વાત મી૦ જોનસન અને મ્હારા બાપ સાથે સંબંધ ધરાવે છે..."

"તે તું કયાંથી જાણે ?" "મારા પિતા મને લંડનમાંજ મી૦ જોનસનને હજુ મળવા જવું છે, કહી એવું કંઇક બોલી ગયા હતા."

"તો તું મ્હારી પાસે શું ચાહે છે ? **"મ્હોબત કે મ્હોત ?"**, જો હું જીવીશ, તો મ્હોબત અને પ્યાર તને મળશે, નહિ તો મ્હને ત્હારે ખાતર મ્હોત મળશે."

અને મીસ બ્યુટી આ પ્રશ્નનો જવાબ વાળે તે પ્હેલાં બેરીસ્ટર બ્રાઉન વીલના દરવાજામાં એક મોટર આવી ઉભી રહી. બ્રાઉને બારી ઉઘાડી ઉપરથી જોયું. વિલિયમ અને ડિટેકટીવ બ્લેઇકને તેમાંથી ઉતરતા જોયા. તે મીસ બ્યુટી પ્રતિ ફરીને બોલ્યો......

"બ્યુટી ! ડીઅર ! તું જલ્દી ન્હાસી જા ..ડિટેકટીવ સેકસ્ટન બ્લેઇક આવી લાગ્યો છે."

બંને જુદા પડયાં. બ્યુટી મોઢા ઉપર બુરખો નાંખી ઝપાટાબંધ મેડીના પગથીયા ઉતરવા લાગી. આ બાજુ બેરીસ્ટર મીસ્ટર બ્રાઉન વીલ વિચારવા લાગ્યો કે "હાલ મ્હારે મ્હારી માશુકને બચાવી લેવી જોઇએ. પ્રેમને ખાતર પ્રાણ દેવા તૈયાર થએલો યુવાન બેરીસ્ટર બ્રાઉન વીલ ડિટેકટીવ બ્લેઇકને હાથતાલી આપવા પોશાક બદલી એક નાનકડી બેગ હાથમાં લઇ ફરાર થઇ જવા તૈયાર થઇ ગયો.

# પ્રકરણ–૭ મું.

## "બેરીસ્ટર કે બટલર !"

વિલિયમને નીચે ચોભવાનું કહી ડિટેકટીવ બ્લેઇક ઝપાટાબંધ બેરીસ્ટરના માળ પર ચઢવા લાગ્યો. અર્ધ સીડીએજ તેને એક બુરખાવાળી સ્ત્રી સામી મળી. બ્લેઇકને વ્હેમ તો પડયો, પરન્તુ તે બેરીસ્ટર મી૦ બ્રાઉનને મળવા એટલો બધો તો આતુર થઈ ગયો હતો કે તેણે તેને ન ગણકારતાં ઉપર જવું જારી રાખ્યું. ઉપર જતાંજ તેણે બ્રાઉનની ઓફીસ ખાલી જોઇ. તેણે વિચાર્યું કે મી૦ બ્રાઉનને મ્હારી અહીં આવવાની ખબર આગળથીજ મળી ગયેલી હોવી જોઇએ. અને તેથીજ તે અત્રેથી ચાલ્યો ગયો હોવો જોઇએ "લાવ...પેલી સ્ત્રીને તો પકડું ? એ કોણ ? " કદાચ સ્ત્રી વેશમાં તો બ્રાઉન મ્હને નહિ બનાવી ગયો હોય ?"

બ્લેઇક આવા વિચારે ફરી સીડી ઉતરવા લાગ્યો છે, ત્યાં તેણે સ્હામેના ઓરડાના બારણામાં બેરીસ્ટરના પોશાકમાં ફરતા એક માણસને જોયો. નક્કી એજ "મી૦ બ્રાઉન" ધારી બ્લેઇક તુરત દોડયો. ફરનાર બેરીસ્ટરે આવકાર આપતાંજ ખુરસી બતાવતાં કહ્યું...

"પધારો ! ડિટેકટીવ બ્લેઇક !"

એક અજાણ્યાને મૂખે પોતાનુ ખરુ નામ બોલાયું. સાંભળી બ્લેઇકની શંકામાં વૃદ્ધિ થઇ. તેણે ઓરડામાં જતાંજ દ્વારને ફટ મારી બંધ કર્યું. ગજવામાંથી પિસ્તોલ કાઢી બ્લેઇકે પહાડી સૂરે કહ્યું.

"ખબરદાર ! મી૦ બ્રાઉન ! હવે ઠગવાની વાત જવા દ્યો ! અને સાચે સાચી પેલી હમણાજ ન્હાસી જનાર સ્ત્રીનો પત્તો બતાવો."

"સ્ત્રી ? કેવી' સ્ત્રી ?"

"વાહ ! વાહ ! અજાણ્યા થવાથી એમ સ્હેલાઈથી નથી છૂટાવાનું ! સમજ્યા ?"

"મી૦ બ્લેઇક !" તે હસતા હસતાં બોલ્યો..."તમે ભૂલો છો. હું બેરીસ્ટર બ્રાઉન નથી."

"હેં ! ત્યારે ?"

"તેમનો બટલર..."

"ખરેખર ?" બ્લેઇકે આશ્ચર્યનો ઉદ્‌ગાર કાઢ્યો.

"હા ! જુઓ !" અને તે સાથેજ બટલરે બેરીસ્ટરનો પોશાક દૂર કરી પોતાનો અસલ પોશાક બતાવ્યો. બ્લેઇકે જોયું તો તેને લાગ્યું કે રાત્રે મળેલા મી૦ પીટ કરતાં વયમાં પણ આ વ્યક્તિ બહુ મોટી હતી. બ્લેઇક ઝંખવાણો પડી ગયો. તેની સખત હાર થઈ. બ્રાઉન તેને બનાવી ગયો, એ તેને બહુ સાલવા માંડ્યું. થોડી વારે તેણે પૂછ્યું...ત્યારે મી૦ બ્રાઉન ક્યાં છે ?"

"તેઓ ! પાંચજ મીનીટ પ્હેલાં આ ઓરડો છોડી ગયા. અને મ્હને કહી ગયા કે તું મ્હારો આ પોશાક પ્હેરી આવનાર મી૦ બ્લેઇકને થોડી વાર ખોટી કરજે."

"તો શું પેલી મળવા આવનાર સ્ત્રીને ત્હેં નથી જોઇ ?"

"આજે કે તે પ્હેલાં મ્હેં કોઇ પણ સ્ત્રીને મ્હારા શેઠ પાસે નથી જોઇ."

હાથ ઘસતો બ્લેઇક...પાછો વળ્યો. દાદરની અધવચમાંજ તેને વિલિયમ મળ્યો. તેણે પૂછ્યું ?...

" કેમ પત્તો લાગ્યો ?..."

"ના...પરન્તુ...તું નીચેની જગ્યા છોડી કેમ આવ્યો ? વિલિયમ ! નીચેથી એક સ્ત્રી પસાર થઇ હતી, તે ત્હારા જોવામાં આવી છે ?"

"હા. તે બધું હું તમને પછી કહીશ. હાલ તો મ્હારી સાથે એકવાર ફરી ઉપર ચાલો...બ્રાઉન ઉપરજ છે...ચાલો...હું તમને બતાવું......"

"બંને ઉપર આવ્યા. મીસ્ટર બ્રાઉન વાળી ઓરડી ઉઘાડવામાં આવી. અંદર જતાંજ તે બેઉએ એક યુવાન રમણીને અંદર બેઠેલી જોઇ. તેના મોઢા ઉપર બુરખો નાખેલો હતો. ડિટેક્ટીવ બ્લેઇકે ધ્યાન પૂર્વક જોતાં વિચારી લીધું કે દાદર ચઢતા સ્હામી મળનાર રમણી તે આ નહિ."

બ્લેઇક અને વિલિયમ બનેને અંદર આવતા જોઇ તે સુન્દરી ઉભી થઇ, બોલી......

"આપનુંજ નામ મી૦ બ્રાઉન કે ?"

"નહિ !" બ્લેઇકે પ્રત્યુત્તર દીધો.

"એઓ કયાં ગયા છે ? હું એમને મળવા આવી છું."

"ખબર નહિ ! આપને શું કામ છે ?"

"મ્હારે એમને એક અગત્યની ચિઠ્ઠી આપવી છે. એક એમની ઓળખાણની બાઇ હમણાં થોડા વખત ઉપર એમને મળવા આવ્યા હતા. તેઓ એમને આપવાનું આ એક કવર ઉતાવળમાં ભુલી ગયા

છે. તમે મહેરબાની કરી એમને એ આવે ત્યારે પ્હોંચાડી દેશો......
મ્હારે જરા જલ્દી જવું છે."

ડિટેકટીવ બ્લેઇકે વિચાર્યું, કે લુચ્ચાઇ રમ્યા સિવાય હવે વળવાનું નથી...તે તરતજ બોલ્યો. "ઘણી ખુશીથી! અમે બંને પણ એમનેજ કામસર મળવા આવ્યા છીએ. તમારે જવું હોય તો બેશક જાવ...અમે અહીં થોભવાના છીએ. આપની ચિઠ્ઠી જરૂર અમે પહોંચાડી દઇશું..."ચિઠ્ઠી લેતાં બ્લેઇકે વિલિયમને આંખ મારી.

"ઉપકાર!" કે'તાં તે રમણી જરા નમી. દિવાનખાનાનું દ્વાર બ્લેઇકે માન બતાવતાં ખોલી આપ્યું, બંને મિત્રો. તરફ એક દ્રષ્ટિ નાખતી તે રમણી ઝપાટાબંધ ચાલી ગઇ. નીચે બ્લેઇકની મોટર હતી. તેમાં તે બેઠી...મોટર સપાટાબંધ હાંકી મુકી...મોટરનો અવાજ ડિટેકટીવ બ્લેઇકે સાંભળ્યો...તે અને વિલિયમ બંને નીચે આવ્યા. મોટર લઇને ચાલતી થઇ ગએલી પેલી વિચિત્ર રમણીને તેઓ જોઇ રહ્યા. વિલિયમની વાચા ખુલી......

"બ્લેઇક! તું મ્હને મુકીને ઉપર ગયો. તે પછી તું પૂછતો હતો, તે રમણી મ્હને નીચે મળી હતી. મ્હેં એને જતા રોકી. એટલે તેણે મ્હને કહ્યું..."તમેજ બ્લેઇકના મિત્રને?" મ્હેં હા પાડી. તેણે પોતાને મી૦ બ્રાઉનની ટાઇપીસ્ટ તરીકે જણાવી, મ્હને, બ્લેઇકે ઉપર તેડાવ્યો છે, એવી ખબર આપી. એટલે હું બ્રાઉન પકડાયો હશે, ધારી તેને મુકી ઉપર દોડી આવ્યો. અને તેના કહ્યા પ્રમાણે કદાચ તમે બીજાજ ઓરડામાં ગયા હો! એમ ધારી હું તમને બ્રાઉનને પકડવા એકવાર ફરી ઉપર લઇ ગયો."

"વિલિયમ! થયું તે થયું! આશક અને માશુક બંને હોશિયાર નિકળ્યા! તું અને હું આપણે બંને આજે મુર્ખ બન્યા છીએ." કહી જેવી રીતે વિલિયમને તે સ્ત્રી બનાવી ગઇ, તેવી રીતે પોતાને બટલરે કેવો બનાવ્યો તે બ્લેઇકે તમામ કહી સંભળાવ્યું. વિલિયમ તો પેટ પકડીને હસવા લાગ્યો. બ્લેઇકે તેનું ખભું હલાવી કહ્યું..."વિલિયમ! વારૂ! તું એટલું કહી શકે છે, કે જે સ્ત્રી ત્હને બનાવી ચાલી ગઇ, તે સ્ત્રી અને આ ચિઠ્ઠી આપી આપણી મોટર લઇ જનાર સ્ત્રી બે એક નથી."

"જરુર! મ્હને બનાવી જનાર રમણી ઉમરમાં ન્હાની હતી, જ્યારે આ તેનાથી ઉંચાઇમાં અને વયમાં મ્હોટી તેમજ બરાઉ હતી. અરે! હાં! પણ બ્લેઇક! એ ચિઠ્ઠિમાં શું છે વારૂં? તે તો વાંચ? એટલે એ રમણીની ખબર આપોઆપ પડશે."

બ્લેઇકે બ્રાઉનને આપવા મળેલી ચિઠ્ઠી ફોડી. વાંચી.

તેમાં શું લખ્યું હતું?

"બહાદુર ડિ૦ મી૦ સેક્સ્ટન બ્લેઇક!"

મ્હને આશા છે કે મ્હારા બેરીસ્ટર બટલરે તમને ઠીક આનન્દ કરાવ્યો હશે. તમારૂ અધુરૂ સ્વાગત મ્હેં પૂરૂં કર્યું છે. તમે જાતેજ મ્હને બારણું ખોલી આપી જવા દીધો છે. ડેવીડ લાઇફ ઇન્સ્યુરન્સનો એજન્ટ મી૦ પીટ ઉર્ફે મી૦ બેરીસ્ટર બ્રાઉન વીલ ઉર્ફે તમને સુન્દરીના વેશમાં બનાવી જનાર, તમારીજ મોટરમાં બેસી ન્હાસી જનાર સેવકને તમે અને તમારા ચતુર દોસ્તદાર જરૂર શાબાશી આપશો.

આશા છે કે મ્હારી વધુ શોધ કરવી મુલતવી રાખી જાત મહેનતથીજ ખૂનીને પકડવા પગલા લેશો.

એજ. તમારો શુભેચ્છક.

"બ્રાઉન વીલ."

"બ્રાઉન વીલ" જેવા યુવાન બેરીસ્ટરે મી૰ પીટનું ખોટું નામ આપી ખુન થયાંની રાત્રિએ પણ પોતાને બનાવી છૂટકારો મેળવ્યો, અને આ વેળા પણ સ્ત્રી વેષે બંનેને બનાવી પસાર થઈ ગયો, એ લક્ષમાં લેતાં ડિટેકટીવ સેકસ્ટન બ્લેઇકના હૃદયમાં તેને માટે માનની લાગણી ઉત્પન્ન થઇ...ધીમે મ્હોડે વિલિયમ અને બ્લેઇક ઘેર આવ્યા.

વાંચક વીરા ! ડિટેકટીવ બ્લેઇકને દાદરમાં સ્હામી મળનાર, અને વિલિયમને બનાવી ઉપર મોકલનાર રમણી તેજ મીસ "બ્યુટી." અને બ્લેઇક અને વિલિયમને રમણીના વેશમાં કાગળ આપી બેધડક મોટર લઇ પસાર થનાર તેજ મીસ બ્યુટીનો આશક "બેરીસ્ટર બ્રાઉન." "પ્રેમને ખાતર" મનુષ્યો શું નથી કરતા ? "

---

# પ્રકરણ-૮ મું.

## "નિરાશામાં આશા"

'એમજ ! વિલિયમ ! મ્હને તપાસ કરતાં આટલું તો નક્કી લાગે છે કે એ છોકરી પેલા ખૂની ક્રૂઅલના મદદગાર મી. વેલ્સની હોવી જોઇએ. અને યુવાન બેરીસ્ટર મી. બ્રાઉન વીલને ચ્હાતી હોવી જોઇએ. પેલો ભેદી બુરખાવાળો કે જેની પાસે પેકો ગયો, તે કોઇ પરદેશી છે. તે અને એનો મિત્ર—મરનાર—એ જણ કંઇક કારણુસર મી. ક્રૂઅલ અને વેલ્સ નામની બે વ્યક્તિઓને શોધવા લંડનમાં આવેલાં હોવા જોઇએ. પરંતુ તેમાં મરનાર પેલા "મદદગાર" બુરખાવાળા કરતાં લંડનમાં એક દિવસ આગળ આવેલો હોવો જોઇએ. તેને નામ બદલીને રે'નાર ક્રૂઅલ ઉર્ફે મી. જોનસનની ખબર પડતાંજ તેણે પોતાના એ મદદગાર મિત્રને એકદમ લંડન આવવા લખ્યું હશે, અને તે આવે તે અગાઉ ચેતી જનાર મી. જોનસને તેનું ખૂન કરેલું છે. મી. વેલ્સ પણ નામ બદલીને લંડનમાંજ રે'તો હોવો જોઇએ. પણ તેનો પત્તો હજુ કોઇને લાગ્યો નથી. આટલું તો બરાબર બંધબેસ્તું આવે છે. પણ હવે શોધી કાઢવાનું એટલુંજ કે પેલી છોકરી કોણ ? અને તેને અને મી. જોનસનને શો સંબંધ ! તેને ચેતવણી આપવા જવાનું કારણ શું ?

"અને મી. બ્રાઉનને ન્હાસી જવાનું કારણ ?" વિલિયમે સવાલ કર્યો.

"એ તો દેખીતુંજ છે. પોતાની માશુકનો પત્તો પોતાની પાસેથી કોઇ ન મેળવી શકે, એટલાજ માટે."

" હા ! પરંતુ ભુતકાળમાં એ ચાર માણુસોને એકમેક સાથે શો સંબંધ હતો ? તથા પેલા બે માણુસોને શોધવાને " મદદગાર " અને તેનો મિત્ર કે જેનું ખૂન થયું તે મી. ન્યૂટન શા માટે આવ્યા. તે કંઇ સમજાતું નથી. વળી પેડ્રો પણ......"

વિલિયમ અને બ્લેઇક આગળ વિશેષ કંઇ વાતચીત કરે તે પ્હેલાં તો ઓરડામાં એકાએક પેડ્રો કૂદી આવ્યો. તેની પાછળ પોલીસ મી૦ વુડ હતો.

"સાહેબ !" વુડ નમન કરતાં બોલ્યો, "પેલા ભેદી ખુરખાવાળાએ જ્યાં હું મરનારની લાસ ઉપર પ્હેરો ભરતો હતો, ત્યાં આવી આ કૂતરો સ્વાધીન કર્યો છે. અને કહ્યું કે હાલ ને હાલ જઇ ડિટેકટીવ મી૦ સેકસ્ટન બ્લેઇકને એ આપી આવો."

"વુડ ! મરનારની લાસ કોને આશરે મુકી આવ્યો છે ?"

"નં૦ ૨૩૭ ના પોલીસને !"

"વારૂ ! એ સાથે એણે કંઇ બીજુ મોકલ્યું છે ?"

"જી...આ. ચિઠ્ઠી !"

સેકસ્ટન બ્લેઇકે મી૦ વુડના હાથમાંથી ,ચિઠ્ઠી લઇ, વાંચી.

"ખૂની આજે બારની ગાડીમાં એના મદદનિશને મળવાં જનાર છે, પેડ્રોને લઇ પાછળ પડો."

લી. "મદદગાર."

સેકન્ડ પણ નકામી ન ગુમાવતાં બ્લેઇકે વુડને કેટલીક સમજણ આપી, વિલિયમને તૈયાર કર્યો. પેડ્રોની સાથે બ્લેઇક અને વિલિયમ સ્ટેશન ઉપર આવી લાગ્યા. ટીકીટ માસ્તરને પૂછતાં ગાડી પાંચજ મીનીટ પર સ્ટેશન છોડી ગયાની ખબર મળી. પણ પેડ્રોને માટે

તેમ ન્હોતું. તે તો ગંધ પારખતાંજ ડિ૦ બ્લેઇક અને વિલિયમને પડતા મુકી ગાડીની પાછળ પૂર ઝપાટે પડયો. હતાશ બ્લેઇક અને વિલિયમ ટીકીટ માસ્તરની પોતાની ઓળખાણ આપી શું પગલા લેવા? તે વિષે મસલત ચલાવવા લાગ્યો એવામાં તો સ્ટેશને માસ્તર મી૦ બ્લેઇકનું નામ પૂછતો આવી લાગ્યો......

" ડિટેકટીવ મી૦ સેકસ્ટન બ્લેઇક આપનું નામ ? "

" હા ! કેમ ? "

" સ્પેશીયલ કેરેજ તૈયાર છે ! ચાલો... "

" કેવી ? "

" ટ્રેઇનને ઉપડ્યાને બે એક સેકન્ડ પછીજ એક હાંફ્‌ળો ફાંફ્‌ળો માણસ મોટર સાઇકલ ઉપર મ્હારી ઓફીસમાં આવેલો, અને મ્હને કહ્યું કે આ રૂપીયા લ્યો. એક સ્પેસીયલ એન્જીન અને ડબ્બો તૈયાર કરી આપો. એક ભયંકર બદમાશ આગલી ટ્રેઇનમાં ન્હાસી ગયો છે. તેને પકડવો છે. થોડીજ વારમાં ડિટેકટીવ મી૦ બ્લેઇક અત્રે આવી લાગશે. તેમને અંદર બેસવા દેજો. મ્હને તે આપનું નામ અને આટલી વાત ઉતાવળો ઉતાવળો કહીને હમણાંજ ચાલ્યો ગયો. "

" તેણે પોતાનું નામ શું જણાવ્યું હતું ? "

" *મદદગાર ! "

" એજ ! વિલિયમ...ચાલો... "

બ્લેઇક અને વિલિયમ ઝપાટાબંધ આગગાડીમાં બેસી ગયા. આગળ ઉપડેલી ટ્રેઇનને પકડી પાડવા બાહોશ એન્જીન ડ્રાઇવરે પણ એન્જીનની ગતિને વધારી દીધી. થોડા વખતને માટે તો મી૦ મદદ-ગારની મદદથી બ્લેઇક અને વિલિયમના હ્રદયમાં નિરાશામાં આશાનો સંચાર થયો.

# પ્રકરણ-૯ મું.

## " ભયંકર અકસ્માત. "

ડિટેક્ટીવ સેકસ્ટન બ્લેઇક અને વિલિયમ સ્પેશીયલ ટ્રેઇનમાં બેસીને ખુનીની આગગાડીને પકડવા દોડી રહ્યા હતા. આગળની ટ્રેન પકડાવાની અણી ઉપર આવી રહી, એવામાં એકાએક અટકી ગઇ. બ્લેઇક અને વિલિયમ બંને નીચે ઉતર્યા. તપાસ કરતાં તેઓને માલુમ પડયું કે કોઇ એક માણસે ચાલતી ગાડીએ સાંકળ ખેંચી હતી, અને આગગાડી તેથીજ થોભી ગઇ હતી. પરન્તુ તે સાંકળ ખેંચનાર માણસ પોતાની પડી ગયેલ કીમતી ચીજ મેળવવા ગયો તે હજુ પાછો આવ્યો ન હતો. બ્લેઇક અને વિલિયમ બાહોશ ખુનીની આ લુચ્ચાઇને કળી ગયા. બ્લેઇકને આ વેળા પેડ્રો યાદ આવ્યો. જો પેડ્રો હોત તો ખુનીની ગંધ પારખી આપણને તેની પૂંઠે લઇ જાત. અફસોસના ઉદ્દગાર કાઢતા બ્લેઇક અને વિલિયમ બને લોકોએ બનાવેલો રસ્તો ધ્યાનમાં લઇ ખુનીની પૂઠે પડ્યા. તેઓ ગાઢા જંગલમાં થોડેક દૂર ગયા હશે, એટલામાં તેમને કાને પિસ્તોલનો અવાજ સંભળાયો. વિલિયમ અને બ્લેઇક બેઉ સાવધાન થઇ ગયા. અવાજની દીશા તરફ લક્ષ બાંધી તેઓ ઝપાટાબંધ પગ ઉપાડવા લાગ્યા. અવાજ એક ગુફામાંથી આવતો હતો. અંદરથી એક ઉપર એક પિસ્તોલના અવાજો થતા હતા. બ્લેઇક અને વિલિયમ બંને ગુફાના દ્વાર આગળ આવી ઉભા. અંદર

જવાની વિલિયમની હિંમત ન ચાલી. વિલિયમને બ્હાર ઉભા રે'વાનું કહી બ્લેઇક હિંમત રાખી પિસ્તોલ લઇ ગુફામાં પ્રવેશ્યો. અંધારી ગુફામાં તેને કોઇક ઝુમ પાડતું હોય એમ જણાયું. ગુફાના પ્રવેશ દ્વાર આગળ પૈડાંના પટા પડેલા હતા. અંદર જતાજ બ્લેઇક કોઇ ચીજ સાથે અથડાયો. અવાજ થયો. બ્લેઇક ચોંકયો. સાવધ થઇ તેણે પોતાની સાથે અથડાયલી ચીજ પર બા'ર કર્યો. અગ્નિના ઝબકારામાં તેની ચપળ આંખોએ જોઇ લીધું કે તે ચીજ એક મોટર સાઇકલ હતી. બ્લેઇકના મનમાં "મદદગાર" નો મેળાપ થશે, એમ થઇ આવ્યું તે અંધારી ગુફામાં એકદમ આગળ વધ્યો....આગળ એક સાધારણ ઓરડા જેવું હતું. ત્યાં એક ઝીણો લેમ્પ બળી રહ્યો હતો. જમીન ઉપર એક પ્રચંડ પુરુષ પડેલો હતો. તેની છાતીમાં પિસ્તોલ વાગી હતી. જેમાંથી લોહીની ધારા વહી જતી હતી. પાસે ખુની ઉભેલો હતો. એક છોકરી તેના પગમા પડી કરગરી રહી હતી, ખુનીના એક હાથમાં ભરેલી પિસ્તોલ હતી. તેણે બીજે હાથે તે વીસ વર્ષની બાળાનું કાંડુ પકડયું હતું. છોકરીના હાથ મજબુત રીતે બાંધેલા હતા.

"દયા કર! ઓ! કુઅલ! દયા કર! મ્હારા પિતા નિર્દોષ છે, તેમનો શા માટે જીવ લે છે?"

"બસ...મ્હારા કામમાં એજ આડે આવે છે....અડધી દોલતની વારસદાર થવાને બદલે મ્હને પરણી આખી દોલતની વારસ થા. સમજ...ઓ નાદાન...બ્યુટી...નહિતો ત્હારી પણ આજ હાલત થશે."

"કદી નહિ! નિરાધારનો આધાર...ડિટેકટીવ બ્લેઇક હાજર છે." કે'તાંજ ભરેલી પિસ્તોલ સાથે ત્યાં ડિટેકટીવ બ્લેઇક આવી પહોંચ્યો.

ખૂનીએ બાળાનો હાથ છોડી દીધો. બદ્ધ છોકરી અર્ધમૃત પિતાના અંગ ઉપર બેભાન થઇ ઢળી પડી...બ્લેઇક તેને જોવા નીચો વળ્યો. કે ખૂનીએ પિસ્તોલનો બાર કર્યો. ઇશ્વરકૃપાએ તે બ્લેઇકને ન વાગ્યો. પરન્તુ પાસે ઝાંખા બળતા ફાનસને તે લાગતાં...તે બુઝાઇ ગયું. ખૂની આ તકનો લાભ લઇ પસાર થઇ ગયો. અંધારામાં ડિટેકટીવ બ્લેઇકે ખૂનીને મારવા ગોળી છોડી...એક ભયંકર અવાજ થયો... ......બ્લેઇક...હાં...હાં.........જાણે બ્લેઇકને ગોળી ન છોડવા કોઇ કે'તુ હોય એમ સંભળાયો. પરન્તુ બ્લેઇકની પિસ્તોલ તે પ્હેલાં છૂટી ચૂકી હતી. દગાબાજ ખૂનીની યુક્તિ આબાદ પાર ઉતરી. બ્લેઇકની પિસ્તોલનો પ્હાર ખૂનીની ધારેલી જગાએ કે જ્યાં (સાંમેજ) દારૂગોળો ભરેલો હતો, ત્યાં થયો. એક ભયંકર દીલ ધ્રુજાવનારો ગડગડાટ થયો. અને તેની સાથેજ ગુફા ફાટી ગઇ. જીવલેણ પથરા નીચે ડિટેકટીવ સેક્સ્ટન બ્લેઇક દબાઇ ગયો.

વાંચક ! બ્લેઇકને પિસ્તોલ ન ફોડવા ચેતાવનાર વ્યક્તિ...અન્ય કોઇ નહિ પરન્તુ પેલો મોટર સાઇકલ બ્હાર મુકી આવેલો આપણો પરિચિત મરનારનો મિત્ર ભેદી બુરખાવાળો..."મદદગાર" પોતેજ હતો.



# પ્રકરણ–૧૦ મું.

## " મૃત્યુના પંઝામાં."

ગુફા ફાટી તે અવાજ બ્હાર ઉભેલા વિલિયમને સંભળાયો. તે એટલામાંજ ફરી રહ્યો હતો. બ્લેઇકનું શું થયું હશે ? એ વિચારે તેને પાગલ બનાવી દીધો. એટલામાં તેની નજર મોટર સાઇકલ પર ન્હાસતાં બદમાશ ઉપર પડી. ખુની ! એમ સહસા ઉદ્‌ગાર વિલિયમના મુખમાંથી બ્હાર પડી ગયા. શું કરવું ? તે તેને ન સુઝયું ! એટલામાં દુરથી પેલો ભયંકર અવાજ તેને કાને પડયો. તે પેડ્રાનો હતો.

વિલિયમે ન્હાસતા ખુનીને બતાવવા પેડ્રાને આંગળી બતાવી. પરન્તુ સમજુ પેડ્રો કે જેણે ગુફાના ફાટવાનો અવાજ સાંભળ્યો હતો, તે પોતાના શેઠને બચાવવા ખુનીની પાછળ પડવું મુકી દઇ એકદમ છુટા છવાયા પત્થરો ઉપર ધસી ગયો. પોતાના પ્રચંડ શરીરની અતિશય મહેનત પછી તેણે અને વિલિયમે એક દટાયલી વ્યકિતને શોધી બ્હાર કાઢી પરન્તુ તે તો " બ્લેઇક " હતો. ઇશ્વરકૃપાએ બ્લેઇકને બહુ વાગ્યુ ન હતું. તે થોડો ઘવાયો હતો, અને દબાયો હતો. વિલિયમે તેના મસ્તક ઉપર રૂમાલનો મજબુત પાટો બાંધી દીધો. તે પછી બ્લેઇકે મીસ બ્યુટી અને તેના ઘાયલ પિતાને ખોળવા બહુ બહુ પ્રયત્નો કર્યા, પરન્તુ વ્યર્થ ગયા. નિરાશાથી ભરપૂર હૈયે બ્લેઇક ઘાયલ સ્થિતિમાં વિલિયમ તથા પેડ્રો સાથે ઘેર આવવા નીકળ્યો.

બ્લેઇકની સ્પેશીયલ ટ્રેઇન હજુ તેના પ્રત્યાગમનની વાટ જોઇ ત્યાંજ થોભી હતી. ત્રણે જણા તેમાં બેઠા. એન્જીન ડ્રાઇવરે સ્ટેશને લઇ જવા ગાડી પાછી ઉપાડી. ત્યાં મોટર દોડાવતી એક રમણી ત્યાં આવી લાગી. બ્લેઇકની સંજ્ઞા થતાં ડ્રાઇવરે આગગાડી જરા થોભાવી. આગગાડી જ્યાં અટકી હતી, ત્યાંથી પેલી ગુફા બરાબર દેખાતી હતી. મોટરમાં આવનાર રમણીએ મોટર તે ગુફા આગળ દોડાવી. બ્લેઇકે પોતે અશક્ત હોવાથી વિલિયમને તે કોણ છે? તે જોઈ આવવા કહ્યું. વિલિયમ દોડયો. દોડવાની કળામાં વિલિયમ એક્કો હતો. તેણે મોટરના પૈંડા પકડી લીધા. તે મોટરના પાછલા વધારાના બાંધેલા પૈંડા ઉપર ચઢી ગયો. પરન્તુ અંદર બેસનાર વ્યક્તિ...મહા ચકિત હતી. પોતાના આગલા કાચમાં તેણે વિલિયમની છાયા જોઈ લીધી. વળી દૂરથીજ ગુફા ફાટી ગયેલી તેના જોવામાં આવી. તે ગભરાયો. મોટરને તેણે પૂર ઝડપમાં કોઇ ભળતેજ રસ્તે દોડાવી. નીચે અવાગરૂ જળધોધ હતો. બાહોશ રમણીએ મોટર ખડક ઉપર મારી મૂકી... પોતે નીચે કૂદી પડી. મોટર સાથે વિલિયમ ધોધના ઉંડા જળમાં પડયો. મૃત્યુના પંઝામાં ફસાયો. ક્ષણીકવાર વિલિયમનેજ ખૂની ધારતી પેલી રમણી તેને જોઇ રહી. તે બોલી...બસ...ખૂનીને તેના બાપની શિક્ષા મળી ચૂકી..."

અને તે સાથેજ તેના ખભા ઉપર એક પ્રચંડ હાથ પડયો... તેણે પાછું ફરી જોયું, તે કોણ હતું?



# પ્રકરણ—૧૧ મું.

## " ભેદ ભાંગ્યો. "

વિલિયમને ગયાને બહુવાર થયાં છતાં તે પાછો ન આવ્યો, ત્યારે પેદ્રાને લઈ ઘાયલ થએલો બ્લેઇક તેની મદદે દોડયો. મોટરના પૈડાની નિશાની ધૂળમાં સ્પષ્ટ જણાઇ આવતી હતી. બ્લેઇક પેદ્રાને લઇ તે પગલે પગલે પેલા ધોધ પરના ખડક ઉંપર ચાલવા લાગ્યો. કોઇક એ વ્યક્તિના ત્યાં પગલા પડેલા તેના જોવામાં આવ્યા. બ્લેઇકે તે પગલાની પાછળ પાછળ જવા વીચાર્યું. તેને શું ખબર કે વિલિયમ મોટર સાથે પાણીની અંદર પડયો છે? પરંતું બીજાજ પળે બ્લેઇકના મનમાં નવીન તરંગ સ્ફુરી આવ્યો. મોટર અહીંથી કયાં ગઇ ? કયાંય પણ એના આગળ ચિહ્ન દેખાતાં નથી. એ આટલેજ આવીને અટકી છે. એ વિચારે તે જરા આગળ વધતા ખંચાયો. પેદ્રો તો કયારનો ખુની ની ગંધે કરી પાછળ પડવા તલપાપડ થઇ રહયો હતો. પરંતુ બ્લેઇકે તેને ન છોડયો.

" બચ્ચા ! પ્હેલાં આપણે વિલિયમની તપાસ કરવી જોઇએ."

પેદ્રો એક પ્રાણી છતાં બ્લેઇકનું કેવું સમજી ગયો. બ્લેઇક પેલી વ્યક્તિઓને પગલે પગલે પેદ્રાને લઇ આગળ ચાલ્યો. ઘણે દૂર જતાં ઘાસ ઉગેલૂં હતું. હવે પગલાં પરખાય તેમ ન હતું. બ્લેઇક બરાબર ધોધના મૂળ આગળના નીચાણ ભાગે આવેલો હતો. ત્યાં તેણે એક પત્થરની શિલા ઉપર વિલિયમને બેઠેલો જોયો. વિલિયમ અને બ્લેઇક એક મળ્યા.

"વિલિયમ! તું અહીં કયાથી? ત્હારા કપડાં કેમ ભિંજાયલા છે?"

વિલિયમે બનેલો સર્વ બનાવ કહી દીધો. પોતે કેવી રીતે બચ્યો તે વાત કે'તાં તેણે આગળ ચલાવ્યું..." બ્લેઇક! જ્યારે હું ઉંડા જળમાં ડુબી જવાની તૈયારીમાં હતો, ત્યારે મ્હને કોઇ એક વ્યકિતનો સાદ સંભળાયો. તેની સલાહ ધ્યાનમાં લઇ મ્હેં તરતી મોટરના પાછલા ભાગનું રબરનું ટાયર છોડી નાખ્યું. મ્હને તે માણસે પછી બ્હાર કાઢયો.

"તે કોણ હતો?" બ્લેઇકે અધીરાઇથી પૂછયું.

"પેલો ભેદી બુરખાવાળો "મદદગાર" મરનારનો મિત્ર."

"એમ?"

"હા! અને તેની સાથેજ પેલી મ્હને ખુની ધારીને મોટર સાથે જળમાં નાખી દેનાર રમણી પણ હતી."

"શું? ત્હેં તેને જોઇ હતી? તે કોણ હતી?"

"એજ! આપણી મોટર લઇ જઇ સ્ત્રી. વેશમાં બનાવી જનાર બ્યુટીનો આશક બેરીસ્ટર મી૦ બ્રાઉન વીલ પોતે."

"હું?"

"હા! અને તે પછી પેલો મદદગાર મ્હને અહીંજ થોડીવાર બેસવાનુ કહી...પેલી સ્ત્રી સાથે આ બાજુ કયંક ચાલ્યો ગયો."

"તું તેની પાછળ પાછળ કેમ ન ગયો?"

"તેણે મ્હને તેમ કરવા ના પાડી હતી, અને સાથે સાથે કહ્યું હતું કે ત્હારો મિત્ર બ્લેઇક થોડીજ વારમાં અહીં આવી લાગશે. વળી મ્હારા પગમાં સખત ઘા લાગેલો હોવાથી હું તેમની પાછળ જવાને અશકત હતો."

"વારૂ! વિલિયમ!...હવે...ચાલ...થયું તે થયું. મ્હને નથી સમજાતું કે એ મદદગારને અને એ બ્રાઉનને વળી શો સંબંધ

હશે?......તથા આપણને એ આટલી બધી મદદ કેવી રીતે કરતો હશે?"

"પરન્તુ બ્લેઇક! એ બ્રાઉન સ્ત્રી વેષમાં ગુફામાં કોને મળવા આવ્યો હશે?"

"હા! જો સાંભળ! મ્હારા ધારવા પ્રમાણે આ ગુફા તે મીસ બ્યુટીના પિતાનું રહેઠાણ છે. એનો પિતા તે ખૂની કુઅલનો મિત્ર હોવો જોઇએ. કોઇ કારણસર કુઅલ અને મીસ બ્યુટીના પિતા વેલ્સને આજે ગરમાગરમ તકરાર થવાની છે, એ વાતથી પરિચિત મીસ બ્યુટીએજ પોતાના આશક બ્રાઉનને મદદ માટે અહીં બોલાવેલો હોવો જોઇએ.

"તમારૂં ધારવું કદાચ ખરૂં પણ હોય! વારૂ! "મદદગાર" મી૦ બ્રાઉનને કયાં લઇ ગયો હશે? એ તમે ધારી શકો છો?"

"હા! કોઇ છૂપા ઉપાયે મીસ બ્યુટી અને તેના પિતાને મદદગારે બચાવેલા હોવા જોઇએ. હું ધારૂં છું કે મી૦ બ્રાઉનને તેમની સારવાર માટેજ એ કોઇ ગુપ્ત સ્થળે લઇ ગયો હશે."

"તો તો પછી મદદગાર ખૂનીના મિત્ર વેલ્સનો પણ મરનારની માફક મિત્ર હોવો જોઇએ."

"હા! કદાચ ચારેનો પણ હોય!"

"ચાર કોણ?"

"મરનાર મી૦ ન્યુટન, "મદદગાર" મીસ બ્યુટીનો પિતા મી૦ વેલ્સ અને ખૂની મી૦ કુઅલ."

"અને તેમજ છે. મી૦ બ્લેઇક...તમારૂં ધારવું બરાબર છે." કે'તોજ પેલો ભેદી બુરખાવાળો ત્યાં આવી ઉભો રહ્યો.

# પ્રકરણ—૧૨ મું.

## " મંગળમય મેળાપ. "

"કોણ ?" પોતાના ખભા પર કોઇકનો હાથ પડતાંજ પેલી રમણીએ ચોંકીને પ્રશ્ન કર્યો...

"મદદગાર..."

મી૦ બ્રાઉન ઉર્ફે રમણી "મદદગાર" ભેદી બુરખાવાળાના મુખ સામે જોઇ રહી.

"અહીં શા માટે આવ્યા છો ?"

"તે પ્રશ્નનો જવાબ તને પછી આપીશ પ્રથમ તો ચાલ... તારી ભૂલનો ભોગ થઇ પડેલા ડિ૦ સેકસ્ટન બ્લેઇકના મિત્ર વિલિયમને બચાવવવામાં મદદ કર."

"શું ? એ પડનાર ખૂની ન હતો ?"

"ના...ચાલ...વધુ સમય ન ગુમાવ...પ્રત્યેક પળ કમતી છે."

અને તે પછી બંને જણાએ વિલિયમને કેવી રીતે બચાવ્યો. તે આપણે વિલિયમનેજ મુખે જાણી ગયા. વિલિયમને ત્યાંજ બેસવાનુ કહી મદદગારે રમણીને પોતાની પાછળ આવવાનું કહ્યું. તેઓ ચાલતા ચાલતા પેલી ગુફાના પાછલા ભાગ આગળ આવી લાગ્યા. મદદગારે એક કળ દબાવી. એક શિલા દ્વાર ખુલ્લી ગયું.

"અંદર ચાલો." મદદગારે રમણીને કહ્યું.

"પરન્તુ તમે મ્હને ક્યાં અને શા માટે લઇ જાઓ છે ?"

"હું તમને ત્યાં લઇ જાઉં છું...કે જ્યાં જવાને તમે અહીં આવ્યા હતા, અને નિરાશ થઇ પાછા જાવ છો ?"

" હું ક્યાં જવા આવી હતી ? "

" મી૦ બ્રાઉન........"

પોતાના સત્ય નામના ઉચ્ચાર સાથે તે ચોંકી...

" હવે આ વેશ છોડી દ્યો. ડિટેક્ટીવ બ્લેઇક અને વિલિયમ આપનાથી બની જાય; પરન્તુ આ...ને તમે નહિ જીતી જાવ... તમે બેધડક અંદર આવો...આપને મીસ બ્યુટીનેજ મળવું છે ને ? "

" પરન્તુ તમે કોણ છો ? હા મ્હને સાંભરે છે...એક વાર તમે મને મળ્યા હતા ખરૂં વારૂં !

" આ બધું તમે ક્યાંથી જાણ્યું ? "

" જુઓ...આ...રીતે...કે'તાંજ મદદગારે ફાડેલું એક પાકીટ તે રમણીવેશી મી૦ બ્રાઉનના હાથમાં મુક્યું.

વાંચક ! આ તેજ પાકીટ હતું કે મીસ બ્યુટીને મી૦ બ્રાઉનને આવી પ્હોંચવા લખ્યું હતું

" તમને એ ક્યાંથી મળ્યું ? "

આપની નવી ઓફીસના ટેબલ પરથી "

" નવી ઓફીસ ? " તો શું મ્હેં નવી ઓફીસ વસાવી હતી, તે પણ તમે જાણો છો ? "

" જી...હા બ્લેઇકને રમણી વેશે બનાવી તમે...મોટરમાં બેસી ચાલ્યા જાવ તે સૂચના આપનાર બટલર ઉર્ફે બેરીસ્ટર અને નવી

ઓફીસમાં કામ કરનાર તે આજ સેવક. અને તેથીજ એ પાસપોર્ટ મેળવી અહીં આવવા સદ્ભાગી થયા."

"ત્યારે તો, ડિ૦ બ્લેઇક અને તેના મિત્ર વિલિયમને પણ અત્રે આવવા ચેતાવનાર આપજ હશો."

"જી...હા, આ ક઼વર વાંચતાંજ મ્હેં ધારી લીધું કે નક્કી મીસ બ્યુંટીના પિતા પર આજે કોઇ આફત આવનાર છે. અને તેમાં કદાચ બ્લેઇકની જરુર પડે. ખૂની મી૦ ક્રુઅલ અહીં તેથીજ બારની ગાડીએ આવનાર છે. એમ મ્હેં જાણી લીધું. અને તેથીજ મ્હેં એના આવવાના સમય પર સ્ટેશન ઉપર એની પૂંઠ પકડી હતી. પરન્તુ બ્લેઇકની રાહ જોતાં ગાડી ઉપડી જવાથી મોટર સાઇકલ ઉપર અહીં આવવું પડ્યું. મી૦ બ્લેઇકને માટે સ્પેશીયલ ટ્રેન જોડાવી... એમને કયાં ઉતરવું? તે કે'વાની જરૂર ન હતી. કારણ ખૂની જરુર આજ જગ્યાએ આવવા ટ્રેનમાંથી અધવચ્ચ કૂદી પડશે, અને ચતુર બ્લેઇક એ ઉપરથી ચેતી જઇ એની પૂંઠ લશે એમ મ્હને સહજે લાગ્યું"

"તમારી દીર્ઘદ્રષ્ટિને માટે તમને ધન્યવાદ ઘટે છે"

"વાહ! મી૦ બ્લાકિન? પણ આપે આ સ્ત્રી વેશ હજુ કેમ ન છોડયો?"

"બ્લેઇક મ્હારી પૂંઠ ન પકડે, અને મ્હને ન ઓળખે એટલા માટે મીસ૦ બ્યુટીએ મ્હને આજ વેશમાં આવવા કહેલું"

કે'તાંજ! બ્લાકિને પોતાનો સ્ત્રી વેશ કાઢી નાખ્યો.

"ચાલો...હવે અંદર..."

" ઉભા રહો! એકજ વાત! તમે મ્હારે માટે આટલી બધી તસ્દી લો છો તેનું કંઇ કારણ? તમે કોણ છો?"

" તે વાત સમયે જણાશે."

મદદગારે મીસ્ટર બ્રાઉનને આ વાતથી અણજાણ રાખી... અંદર આવવા કહ્યું. તૂટેલી ગુફાની નીચેના ભોંયરાના ભાગમાં એક ખાટલા ઉપર એક વૃદ્ધ માણસ પડેલો હતો. તે મીસ બ્યુટીનો પિતા હતો. બંધનમુક્ત બ્યુટી તેની સારવાર કરી રહી હતી. મદદગાર બુરખાવાળાએ બ્રાઉન સાથે ત્યાં પ્રવેશ કર્યો, સૂતેલા વૃદ્ધના કાનમાં " મદદગારે " કંઇક કહ્યું.

"કોણ? મ્હારો...બચાવનાર આવ્યો?" કે'તાંજ પેલો વૃદ્ધ માણસ...મી૦ વેલ્સ ગળગળતા હૃદયે અને સાદે હર્ષથી પેલા ભેદી બુરખાવાળાને ભેટી પડયો.

"કોણ મ્હારો...વ્હાલો બ્રાઉન..."

"હા...વ્હાલી બ્યુટી..."

એક સ્નેહી યુગલ, અને એક દંપતિ યુગલ બંનેનો મંગળમય



# પ્રકરણ—૧૩ મું.

## "નજીવો ખુલાસો."

મી. બ્રાઉનને બ્યુટી અને વેલ્સની સંપુર્ણું સંભાળ રાખવાનું સુચવી... ભેદી મી. મદદગાર વિલિયમની ખબર લેવા પુનઃ પેલા ખડક ના ધોધ પાસે આવ્યો. અને ત્યાં પેડ્રો તથા બ્લેઇકને મળ્યા. તે આપણે પ્રકરણ અગીઆરમામાં જોઇ ગયા.

બ્લેઇકે મદદગાર મી. વેલ્સને સેકહેન્ડ કરી. પેડ્રો તો પેલા ભેદી બુરખાવાળાને જોતાંજ તેની પાસે જઇ ગેલ કરવા મંડી ગયો. આખરે આ ત્રીપુટી અને પેડ્રો મળી ચતુપૂર્ટી એકવાર ફરી મરનારના મકાનમાં આંવવા નીકળ્યા.

અંદર પ્રવેશતાંજ તેઓએ જે દેખાવ જોયો, તે અત્યંત ભયંકર હતો. મરનારની લાસ ઉપર લોહીથી રંગાયલો એક માણુસ પડયો હતો. બ્લેઇકે તેને ઉંચકી તેનું મોઢું જોયું. તે મી. વુડ હતો. વુડને ઘાયલ થયેલો જોતાંજ બ્લેઇક અને વિલિયમ અત્યંત અજાયબીમાં ગરકાઉ થઇ ગયા. બ્લેઇકે અને વિલિયમે મળી તેને બેઠો કર્યો. વુડને હ્રદયમાં કટારનો ઘા એવો તો મજબુત લાગેલો હતો, કે તે બચવા અશકય હતો બ્લેઇકને આવેલો જોતાંજ મરતા વુડ...નાં જીવમાં જીવ આવ્યો, તેની વાચા ખુલી.

" મી. બ્લેઇક ! સાંભળો ! " તેણે બોલવું શરૂં કર્યું. આજથી લગભગ ચાર વરસ ઉપર મ્હારી એક આગબોટ લઇ દરિયાની સ્હેલે જવા ઉપડયો હતો. ભરદરિયામાં વંટોળીઆના જબરજસ્ત તોફાનને લઇ રાત્રીનાં ભયંકર અંધકારમાં મ્હારી આગબોટ એક અણધારેલા મજબુત ખડક સાથે અફળાઈ ચુરેચુરા થઇ ગઇ. આગબોટમાંના અન્ય માણસોનું શું થયું ? તેહની તો મને મુદ્દલ માહીતી નથી, પરન્તુ આખી રાત્રી તરતાં તરતાં રહવારે હું એક ઘોઘ પાસે નીકળી આવ્યો આ વેળા મ્હારી સાથેજ બચનાર ને તરી આવનાર ચાર માણસો હતા. (૧) મી૦ કુઅલ (૨) મી૦ વેલ્સ (૩) મી૦ વીલસન (૪) મી૦ ન્યુટન અમે પાંચે ભયંકર જંગલમાં શોધ કરતા કરતા એક ગુફા આગળ આવી લાગ્યા. થોડાજ દિવસમાં અમારા બધા વચ્ચે ગાઢી મિત્રતા થઇ ગઇ, મ્હેં તે વેળા મ્હારૂં નામ મી૦ ડે બતાવ્યું હતું.. અને તેજ મારૂં ખરું નામ હતું. શું થયું તેની તો મ્હને મુદ્દલ ખબર નથી, પરન્તુ તે પછી એક રાત્રે મી૦ કુઅલ અને મી૦ ન્યુટન કોઇ કારણસર પુષ્કળ લઢી પડયા. તેને બીજેજ દિવસે મી૦ કુઅલ ત્યાંથી ચાલ્યા ગયા. મી૦ વેલ્સ તેમના પરમ સ્નેહી હોઇ સાચા મદદગાર હતા. તેમને આ વાતની ખબર પડતાંજ મ્હને સાથે લઇ તેમની શોધ કરવા નીકળી પડયા. મી૦ વીલ્સન મરનારના મિત્ર હતા. અમે બંને લંડનમાં આવ્યા, પણ મી૦ કુઅલની કંઇ પણ ભાળ મળી નાહિ. આખરે મી૦ વેલ્સે લંડનમાંથી પોતાની પુત્રી મીસ બ્યુટીને લઇ પોતાનો વિચાર પેલી જંગલની એકાંત ગુફામાંજ પસાર કરવાનો નિશ્ચય મ્હને કહી સંભળાવ્યો. મ્હને લંડન છોડવું ન ગમ્યું, હું તો અહીંજ રહયો. શોધતાં શોધતાં એક દિવસ રાત્રિએ અંધારામાં મ્હારો

અને મી૦ કુઅલનો અચાનક મેળાપ થઇ ગયો. પરન્તુ મી૦ કુઅલે મ્હને ન જોયો. હું તેમની પૂંઠે પડયો, તપાસ કરતાં મ્હને એમના ઘરનો પત્તો લાગ્યો. એઓ મી૦ જોનસનના નામે અહીં રે'તા હતા. મ્હેં પણ એમના આ ગુપ્ત આવાસથી અને નામ બદલવાના કારણને જાણવા મ્હેનત કરીને અંતે અત્રેજ નોકરી લીધી. અને મી૦ કુઅલ ઉર્ફે જોનસનની પ્રત્યેક હીલચાલ પર બારીક નજર રાખવા લાગ્યો. પરન્તુ ભાગ્યેજ એ અઠવાડીયામાં પૂરા બે દિવસ આ મકાનમાં રે'તો જે રાત્રે મી૦ ન્યુટનનું ખૂન થયું, તે રાત્રે હું પ્હેરા ઉપર મોડો આવ્યો હતો તેથી ન્યુટનનું અત્રે કયા કારણને લઇ આવવું, અને ખૂન કેમ થયું ? એની મ્હને ખબર પડી નહિ."

"મી૦ વુડ...ત્યારે તમે ખુની મી૦ જોનસન તેજ મી૦ કુઅલ છે એ પ્રથમથીજ કેમ ન જણાવ્યું ?

"કારણ ? મી૦ કુઅલ તેજ મી૦ જોનસન છે, એમ મ્હેં અનુમાનથીજ જાણ્યું હતું, પણ એક પણ વાર એમને દિવસે જોવાનો પ્રસંગ ન્હોતો આવ્યો"

"તો પછી આજે એ વાત ત્હેં કેવી રીતે જાણી ?"

"તમે પેદ્રાને લઇને જતાં જતાં મરનારની લાસ પર દેખરેખ રાખવાનું કાર્ય મ્હને સોંપતાં ગયા, તે પછી કાલેજ રાત્રે ખુની અહીં આવ્યો, એ કંઇક શોધતો હતો. મ્હારી બેકાળજીને લઇને મ્હારી આંખોમાં ઝોકાં આવી ગયા હતા. એની પાસે કોઇની મોટર સાઇકલ મ્હને જોતાંજ એ વ્હેમાયો, પણ સારે નસીબે હું એના અવાજથી ઝબકી જાગી ઉઠયો. અમારા બેઉની નજર એક થઇ...મ્હેં એને બરાબર ઓળખ્યો, મ્હેં પિસ્તોલ લેવા ગજવામાં હાથ નાખ્યો...તે ત્યાં ન્હોતી...હું ભયંકર ત્રાડ મારી બોલી પડયો.

" કોણ ? મી૦ કુઅલ ? તું ન્યુટનનો ખુની ? "

" ચૂપ " કરી તેણે નાક પર આંગળી મૂકી મ્હને મોઢું બંધ રાખવા સૂચના કરી. પછી તે ધીરેથી મ્હારી પાસે આવ્યો...મ્હને કે'વા લાગ્યો... " મી૦ ડે...મ્હને તું આજથી જોનસનને નામે ઓળખજે. લે આ રૂપીઆ..." કહી તેણે મ્હારા હાથમાં એક એક હજારની બે કરન્સી નોટો મુકી દીધી,

" સાંભળ...ન્યુટનનું મ્હેં ખુન કર્યું છે. એ વાત કોઇને કહીશ નહિ...પણ પેલી ભેદી ગુફામાં આપણો... "

" પરન્તુ ખુન કરવાનું કારણ ? " મ્હેં પૂછયું.

" તે તને સમય પર કહીશ. મ્હોટામાં મ્હોટો કાંટો આ એક ન્યૂટન હતો, અને તે ખલાસ થયો છે હવે પેલા ત્રણ બદમાશો બાકી છે "

" તે કોણ " બ્લેઇકે મી૦ વુડને વચમાં પૂછયું.

" ભેદી ગુફાના ભેદથી જાણકાર...(૧) મી૦ વેલ્સ (૨) મી૦ વીલસન અને (૩) મીસ......ચ્યુટી......" તે કંઇક ખંચાતા સ્વરે છેવટનું નામ બોલ્યો...

" વારૂં પછી ? "

મ્હને તેણે પોતાના એ ખૂની કાર્યમાં સહાયભૂત થવાથી મ્હોટો લાભ થવાની આશા બતાવી. પરન્તુ મ્હેં ચોકખી ના પાડી...એ ભેદી ગુફા અને ખુનીનું નામ ડિટેકટીવ મી૦ બ્લેઇકને કહી દેવા ધમકી આપી. અને છેવટે..."

" શું થયું ? "

"અમારે ઝપાઝપી થઇ. નિઃશસ્ત્ર એવા મ્હારા કલેજામાં હત્યારાએ કાંતીલ છરી ઘોંચી દીધી. હું મૃત અવસ્થામાં અત્રે પડયો. મ્હને મરી ગયેલો ધારી...તે પાછો ચાલતો થઇ ગયો......"

"વુડ! ગુફામાં ત્હેં કોઇ એવો ભેદ જોયો હતો?"

"નહિ!"

"વારૂ! એ ગુફા અને ઘોધ કયાં આવેલા છે તે તું મ્હને કહીશ?"

"હા......હા......હા...હું ધારૂં છું તમે અને પેલા ભેદી મદદગાર અત્યારે ત્યાંથીજ ચાલ્યા આવો છો......અને એ શબ્દની સાથે જ મી૦ વુડના પ્રાણ છૂટી ગયા.

મી૦ વુડના શબની સંપૂર્ણ વ્યવસ્થા કર્યા બાદ ડિટેકટીવ બ્લેઇકે "મદદગાર" ને જોવા પાછળ જોયું. તે કે પેહો ત્યાં કોઇ ન્હોતો. એકલો વિલિયમજ ત્યાં ઉભેલો હતો. તેને પૂછતાં તેણે પોતે અજાણ હોવાનું જણાવ્યું. થોડીવાર વિચાર કર્યા પછી મરનાર તે મી૦ ન્યુટનજ છે, એમ બ્લેઇકને સંપૂર્ણ ખાત્રી થતાં તેણે પોલીસોને તેના શબની અંતીમ-ક્રિયાકરવાની સુચના આપી દીધી. પોતાનો છેવટનો દાવ અજમાવવા, અને અધૂરો ભેદ એ ભાગેલી ગુફાજ ભાંગશે, એમ ધારી બ્લેઇક વિલિયમને લઈ ફરી પાછો એકવાર પેલી ગુફા પ્રતિ જવા ઉપડયો. તેના મનમાં એમ સજ્જડ થઇ ગયું કે જરૂર ખૂની કોઇ ગુપ્ત કારણને લઇ ઘણેભાગે ત્યાં જતો આવતો હોવો જોઇએ. અને આ વેળા પણ તે ત્યાંજ ગયેલો હોવો જોઇએ, "મદદગાર" એજ મરનારનો મિત્ર મી૦ વુડના કહ્યા પ્રમાણે મી૦ વીલ્સન હોવો જોઇએ. અને તે ખૂનીને ગુફામાં પકડવાના ઇરાદાથી ત્યાંજ ગયો હોવો જોઇએ.

આટલો વિચાર કર્યા પછી વિલિયમને લઇ બ્લેઇક પેલી ભેદી ગુફા તરફ જવા એક વાર ફરી દોડયો.

# પ્રકરણ—૧૪ મું.



## " છેલ્લું તીર."

વાંચક ! નજર નાખ ! એકવાર પેલી ભયંકર ભેદી ગુફામાં ! મીસ બ્યુટીએ પોતાના ભાવિ ભરથાર મી૰ બ્રાઉનની ઓળખાણ પોતાના પિતાને કરાવી. તે પછી પેલો વૃદ્ધ માણસ કે જેને હવે આપણે ખુનીના મદદગાર મિત્ર તરીકે મી૰ વેલ્સને નામે ઓળખીએ છીએ તેણે મી૰ બ્રાઉનને ઉદ્દેશી કહ્યું.

"આપના માતા પીતા વગેરે છે કે ?"

"જી ! ના...મા ન્હાનો મૂકીનેજ મરી ગઇ હતી. અને પિતાજી મ્હને કોલેજમાં ભણતો મૂકીનેજ આજથી લગભગ ચાર વર્ષ પૂર્વનાજ ગૂમ થઇ ગયા છે."

"વારૂ ! તમને મ્હારી પુત્રીની ઓળખાણ ક્યાંથી થઇ ?"

"એ આજથી આઠ દશ દિવસ પરની વાત છે. જ્યારે મ્હારા પિતા મ્હને આ સંસારમાં એકલો છોડી ગયા. હું મ્હારા પિતાને શોધવા ખૂબ મથ્યો, પણ કંઇજ ભાળ લાગી નહિ. અંતે પત્રમાં સ્ટીમર ડુબવાના સમાચાર વાંચતાંજ આપઘાત કરવાના અપૂર્વ નિશ્ચય પર આવી હું એક સતી સાંજે નદી પર જવા નિકળ્યો. રાત અંધારી હતી રસ્તે જતાં મ્હેં એક મકાનમાંથી કોઇકના રડવાનો અવાજ સાંભળ્યો. કુતુહલ વશ થઇ હું એ કોણ છે. તે જોવા ગયો તો મ્હેં ત્યાં શું દીઠું ?"

"એક વીસ વર્ષની બાલિકા...પોષ...પોષ...આંસુએ રડી રહી હતી. એક નિર્દય પુરૂષ તેને પોતાની સાથે લગ્ન કરવાને ત્રાસ આપતો હતો.

"અને પછી ?"

-'મ્હારા એકાએક ત્યાં જઇ પહોંચવાથી...તે દુષ્ટ પુરૂષ બારી વાટે ત્યાંથી છટકી ગયો. પછી મ્હેં એ કિશોરીને એ બનાવ વિષે પૂછ્યું.',

"તેણે શું કહ્યું ?"

"તેણે કહ્યું રક્ષણકર્તા ! આવનાર મ્હારા પિતાનો પરમ મિત્ર હતો અને તેની સાથે દશેક દીવસ ઉપર મ્હારા પિતા દરિયાપાર સ્હેલ કરવા ગયા હતા થોડા દિવસ રહી આજે એણે અહીં આવી મ્હને સ્ટીમર બુડી જવાની અને તેમાં મ્હારા પિતાના મૃત્યુની ખબર આપી, અને હું નિરાધાર થઇ છું. એમ બતાવી પોતાની સાથે બળાત્કારથી લગ્ન કરવા ત્રાસ આપવા લાગ્યો."

"પછી......"

"પછી મ્હેં તે બાળાને આશ્વાસન આપ્યું. અને પુનઃ એ દુષ્ટ તને સતાવવા આવે તો મ્હને સત્વર ખબર કરજે, કહી મારૂં સરનામું આપી હું ત્યાંથી ચાલ્યો ગયો."

"કયાં ?"

"મ્હારે ઘેર—આપઘાત કરવાનો વિચાર મ્હેં તે બાળાના મુખના દર્શન કરતાજ ઉંચો મુકયો. મ્હારા હૃદયમાં એક નવોજ ફણગો ફુટયો. અને એને નિરાધાર એવા અમે બંને વારંવાર એકમેકને મળવા લાગ્યા. અમારામાં પ્રેમ ઉત્પન્ન થયો. મ્હેં છેવટની બેરીસ્ટરની પરીક્ષા પસાર કરી હતી. વકિલાત શરુ કરી હતી,

"અને તે પછી પેલો દુષ્ટ ફરી ન દેખાયો કે ?"

"ના: ......"

"વૉરૂ ! તે બાળાની વાતને અત્યારે કંઇ સંબંધ છે ખરો કે !"

"જી ! હા ! ઘણોજ ! તે બાળા અન્ય કોઇ નહિ.........પરન્તુ આ આપની પુત્રી મીસ બ્યુટીજ......"

બ્યુટીના ગાલો ઉપર રતાશ ધાઇ આવી. વૃધ્ધના નેત્રો પણ ચળકવા લાગ્યાં. તેણે તે પ્રેમી જોડાની મરજી પૂછી, ત્યાંજ તેમની વીંટી બદલી પ્રેમ-લગ્ન કરાવી દીધા અને શુભાશિષ આપી. મીસ બ્યુટીને હવે મીસીસ બ્રાઉન થયાં.

"બ્યુટી ! મારી વ્હાલી બેટી ! કહે તે દુષ્ટ પુરૂષ કોણ હતો ?"

"આપણે ત્યાં વારંવાર આવનાર તમારો સ્નેહી પેલો કુઅલ પોતે!"

"હેં ?" કહેતાંજ વૃધ્ધ એકદમ પથારીમાંથી ઉભો થઇ ગયો......

"ખૂની—...કુઅલ ?"

"ખૂની ? પિતાજી !"

"હા......બિચારા નિર્દોષ ન્યુટનનો ખૂની..."

"ન્યુટન કોણ ?"

"એક અભાગી અંગ્રેજ......"

"તેને કોઇ સ્નેહી હતો ?"

"હા......અને તે મ્હારા એ દગલબાજ સ્નેહી કુઅલ જેવો નહિ...: પરન્તુ તેનો જાનોજીગરથી ચાહનાર, પ્રમાણિક......પ્રાણ આપનાર......"

"તેનું નામ ?"

"મી૦ વીલ્સન ?"

"હેં ? કોણ ? મ્હારા પિતા !"

"શું ? તું મી૦ વીલ્સનનો પુત્ર ?" વૃધ્ધ વેલ્સ બ્રાઉન તરફ ફાટી આંખે જોઇ રહ્યાં.

"હા...આજથી દશ દિન પર મી૦ વુડ નામના કેપ્તાનની આગબોટમાં અદ્રશ્ય થનાર મી૦ વીલ્સન તેજ આ અભાગી મી૦ બ્રાઉનના પિતા........."

"આહા......"

"મી૦ વેલ્સ ! આપ જાણો છો કે તે હાલ ક્યાં છે ?"

"નહિ...હા...પરન્તુ આ ગુફામાં મ્હેં તેમને જોયલા. તેઓ પણ મારી પેઠે ઉગરનારામાંના એક હતા. પરન્તુ અમે તે બને ગરીબ મિત્રોને...(ન્યુટનને વીલ્સન) ને છોડી થોડા દિવસમાં ચાલ્યા ગયા હતા."

"અને તેઓ લંડન તરત કેમ ન આવ્યા ?"

"તેઓની તબીયત સારી ન હતી. અને અમારે એક ખાસ કારણ હતું ?"

"તમારે એટલે ?"

"મ્હારે અને મી૦ કુઅલને !"

"તે શું ?"

"મ્હારે આ મ્હારી બ્યુટીતે મળવાનું અતે મી૦ કુઅલને એક... ભયંકર......કૃત્ય......"

"અને તે શું ?"

"લંડન જઇ...એક સુન્દર ઘર ભાડે રાખી...પછી હું મી૦ વીલ્સન અને મી૦ ન્યુટનને ત્યાં બોલાવી લઇશ." એમ તેણે મ્હને, અને તેઓને તે વેળા જણાવ્યું હતું. પરન્તુ...પાછળથી હવેજ...મ્હને ખબર પડી કે એમાં તેનો ગુપ્ત ઉદ્દેશ મી૦ ન્યુટનને ઠાર કરવાનો હતો...અને તે સહેલાઇથી પાર પડયો."

"પણ મી૦ ન્યુટનના મરણથી એને કંઇ લાભ ?"

"તે...મ્હને મુદ્દલ ખબર નથી...પરન્તુ...હા...ન્યુટનો પરમ મિત્ર...અને મી૦ બ્રાઉન...ત્હારો પિતા. વિલ્સન...જો અત્યારે હાજર હોત તો જરુર એ વાત કેત કારણ...મ્હને પૂરી ખાત્રી છે કે ન્યુટને વીલ્સનને એ વાતથી જરૂર વાકેફગાર કરેલો હોવો જોઇએ."

"ત્યારે મ્હારા પિતાનો પત્તો મળે તો આ ભેદ ખુલે...એમ ખરૂં ?"

"જરૂર..."

"વારૂ ! ત્યારે મી૦ વેલ્સ તમે જ્યારે તમારી પુત્રિને લઇ પાછા અહીં આવ્યા–ત્યારે કોણ હતું ?"

"કોઇ નહિ ! ન મળે ન્યુટન કે ન મળે મી૦ વિલ્સન."

"તો પછી તમારે અત્રે આવી રે'વાનું પ્રયોજન ?"

"પછી ?" "મી૦ કુઅલની ઇચ્છા હું અહીં આવી રહું એવીજ હતી."

"જ્યારે હું...મા'રી પુત્રી બ્યુટીને લઇ અહીં આવ્યો...ત્યારે અહીં કોઇ નહોતું. પછી હું બ્યુટીને આ ગુફામાં મુકી...કુઅલની ભાળ કાઢવા પાછો લંડન આવ્યો........."

"અને હા ! પિતાજી ! તે પછીની વાત મ્હને કે'વા દ્યો..."

મીસ બ્યુટી ઉર્ફે મીસીસ બ્રાઉન બોલ્યા.

" થોડીજ વારે એક અજાણ્યો માણસ મ્હારા હાથમાં એક તાર મુકી ગયો, તેમાં લખ્યું હતું કે...

વ્હાલા મિત્ર મીં૦ વેલ્સ...

" હું જોનસનને નામે લંડનની લાઇન ટ્રી ગલીમાં છેક છેવટના મકાનમાં રહું છું...જો તું લંડનમાં મ્હને મળવા આવવા ચ્હાય તો આજે નહિ પરન્તુ કાલેજ મળવા આવજે..."

અને બ્રાઉન ! હું આ સંદેશો પ્હોંચાડવા પિતાને શોધવા લંડનમાં આવી. પિતાને શોધતાં શોધતાં રાત પડી ગઇ. મ્હને લાગ્યું કે રખેને બાપૂને જોનસન મળ્યા હોય, અને પોતાને ત્યાં લઇ ગયા હોય યા તો જાતેજ બાપૂ એમને મળવા ગયા હોય, એ આશાથી શોધતી શોધતી હું...લાઇન ટ્રી ગલીમાંના છેવટના મકાનમાં જઇ પ્હોંચી... આપને શંકા આવવાથી મ્હારી પૂઠે પડયા. મરનાર વ્યકિત તે ! કદાચ મ્હારા પિતા હોય, એ શંકાથી મ્હેં નીચા વળી તપાસી જોઇ અને તેથી મ્હારા હાથે લોહીના ડાઘ લાગ્યા. પરન્તુ ન્યુટનની વાતથી સર્વથા અજ્ઞ એવી હું મરનારને ન ઓળખી શકી. અને ડિ૦ ઍક્ષેઇકના ગોઠીયા વિલિયમને હાથતાળી આપી...મોડી રાત્રી વ્યતિત થવાથી મ્હેં તે અંધારી ગુફાએ જવાનું માંડી વાળી...લંડનના મ્હારાજ ઘરમાં રાત્રિવાસો કર્યો, અને તેને બીજે દિવસેજ ખુનીને કદાચ હું તેને ખુન કરતી જોઇ ગઇ હોઉં ! એવો શક પડયો, ડિટેકટીવ ઍક્ષેઇકને આવ્યાની ચેતવણી તમે મને આપી અને હું ન્હાસી ગઇ, ત્યાં રસ્તે ખુનીને

હાથે પકડાઇ ગઇ. તે મ્હને આ ગુફામાં લઇ આવ્યો,× મ્હારા પિતાજી તો ક્યારના ગુફામાં આવી મ્હારી વાટ જોઇ રહ્યા હતા. અમને પિતા–પુત્રીને દુષ્ટ ખુની કુઅલે ભયંકર દુઃખ દેવા માંડયું.

મ્હને બતાવી મ્હારા વૃદ્ધ પિતા મને કે'વા લાગ્યો. "વેલ્સ ! મ્હને આ ત્હારી છોકરી ઉપર જરા પણ વિશ્વાસ નથી આવતો. તો તું મ્હારી સાથે એના લગ્ન કરી...આપણો સંબંધ દૃઢ કર. જેથી તે આપણા આ પૈશાચિક કામમાં માથુ ન મારતા ફાળો આપો." અને અમે પિતા...પુત્રીએ તેની ચોકખી ના પાડવાથી તેણે મ્હને દોરડા વડે મજબુત બાંધી મ્હારા પિતાના કાળજામાં નિર્દયે ગોળી મારી... અને ડિટેકટીવ બ્લેઇક તે અરસામાં આવી પહોંચતાંજ અમે બચ્યાં. પણ જ્યારે અમારી આંખ ઉઘડી...ત્યારે...બ્લેઇકે ત્યાં કોઇજ નહોતું. અમને કોણે બચાવ્યા? તેની જરા પણ અમને ખબર નથી."

"તેની ખબર મ્હને છે...બ્યુટી ! જે કાળા બુરખાવાળાએ મ્હને વારંવાર બચવાની તક આપી...અહીં સુધી આવવાની ગોઠવણ કરાવી આપી, અંતે ત્હારો મેળાપ કરાવી દીધો...તેજ...બુરખાવાળાએ તને અને તારા પિતાને પણ બચાવેલા હોવા જોઇએ." મી૦ બ્રાઉન બોલી પડયો.

"તમને એ આ પ્હેલાં મળ્યા હતા?" મીસીસ બ્રાઉનને પતિને સવાલ કર્યો.

"હા ! ઘણીવાર ડિટેકટીવ મી૦ બ્લેઇકના હાથમાંથી છટકવાનો એકે ઉપાય જ્યારે મ્હારા હાથમાં ન રહ્યો, ત્યારે બટલર તરીકે હાજર થનાર અને મ્હને સ્ત્રી વેશમાં ન્હાસી જવા સુચના આપનાર એજ હતા."

વાંચક ! બેરીસ્ટર કે બટલરનો પાઠ ભજવનાર તેજ પેલો બેદી ગુરખાવાળો ! "મદદગાર."

અને આગળ એક શબ્દ સરખો તેઓમાંનું કોઇ બોલે તે અગાઉ ને બેદી ગુફાનું દ્વાર ઉઘડયું...ખૂની–મી૦ કુઅલ ભરેલી પિસ્તોલ હાથમાં લઇ સામો ઉભો હતો.

બ્રાઉન, બ્યુટી, અને વૃધ્ધ વેલ્સ ત્રણે ઉંચા હાથ કરી ખુનીને શરણે થયા. ખુની પાસે પડેલી એક મજબુત રસી બતાવતો બોલ્યો.

" વેલ્સ ! ઉઠાવ...પેલું...દોરડું ..અને બાંધી દે ત્હારા આ...પુત્રી જમાઇના હાથ પગ..."

ધ્રુજતે હાથે મરણને ધાકે વેલ્સે પોતને હાથે પોતાની પુત્રી અને જમાઇના હાથ બાંધી દીધા ખૂનીએ હસતા હસતા તે પછી પોતાની પિસ્તોલ પોતાના ગજવામાં મુકી દીધી. અને બ્યુટી તરફ ફરી બોલ્યો

" કેમ ? હજુ કંઇ વિચાર બદલવો છે ?"

"કદી નહિ !"

"વેલ્સ ! તું વયોવૃધ્ધ છે ! ત્હારી પુત્રીને હજુ પણ મ્હારી સાથે લગ્ન કરવા સમજાવ."

"કુઅલ ! હૃદય બળાત્કારથી નથી જીતાતા, એતો પ્રેમથીજ જીતાય છે."

"તો ! તયાર થા ! જો ! ત્હારી આંખો આગળજ ત્હારી પુત્રી અને જમાઇના લોહી રેડાયલાં જોવાં તું તૈયાર થા."

ખુનીએ બંદિવાન બ્યુટી અને બ્રાઉનની રસી પોતાના હાથમાં લીધી. વયોવૃદ્ધ વેલ્સ કુઅલને અટકાવવા સામો થયો...પરન્તુ તેને ધકકો મારી દૂર ફેંકી દેવામાં આવ્યો. ખુનીએ એક ચાંપ દબાવી...

સાંમેનું એક પાષાણુ દ્વાર ખુલી ગયું. એક ઉંચા પત્થર ઉપર બ્યુટી અને પ્રાઉનને ઉભા રાખવામાં આવ્યા તેમના ગળામાં ફાંસીનું મજબુત દોરડું નંખાયું. ગરાડીની માફક તેનો બીજો છેડો ઉપરના કોતરેલા એક પાષાણુના બાકામાંથી નીચે પડતો હતો. જેની સાથે એક જબરજસ્ત શિલા ટાંગેલી હતી ચાપ દબાવતાંજ પગ નીચેનો સમાન સપાટી જાળવતો પત્થર એકાએક ખસી જઇ ઉપર ઉભા રે'નાર લટકી જતા હતા. અને બીજી બાજુ વજનદાર શિલા જમીનમાં ઉતરી જતાં, માણુસો ઉંચા ટીંગાઇ તેમને ફાંસા આવી જતી હતી. વૃધ્ધ આ કમકમાટી ભરેલું દ્રશ્ય ન જોઇ શકયો. ખુની તે પછી બ્હાર આવ્યો. વૃદ્ધને તેણે ખાટલા સાથે મજબુત બાંધી...તેના હાથ સાથે એક પિસ્તોલ બાંધી દીધી. એવી કરામતથી કે તેના બાંધેલા હાથની એક આંગળી પિસ્તોલના ઘોડા ઉપર રહે. જો ધ્યાન ચૂક થઇ જાય, અને વૃદ્ધ તે ઘોડા ઉપરથી પોતાની આંગળી ખસેડી લે, તો તુરતજ ઘોડો પડતાં ગોળીબા'ર થાય, અને તે સાંમેની ચાંપને લાગતાંજ ચાંપ તુટી...પુત્રી અને જમાઇ બંને ફાંસીને શરણુ થાય. ઘણીવાર સુધી તો વૃધ્ધે પિસ્તોલના ઘોડાને ન છુટવા દીધો. પરન્તુ આખરે ખુનીએ સળગતી દીવાસળીનો ડામ તેની આંગળી ઉપર દેતાંજ તે નિશાન ચૂકયો. ગોળી છૂટી...ચાંપને વાગી...અને પગ નીચેનો પત્થર ખસી જતાં એક ભયંકર અવાજ થયો. ખુની પોતાના મીત્રની હદ બતાવતું છેલ્લું તીર વાપરી ચૂકયો.



# પ્રકરણ—૧૫ મું.

## " કૂતરો કે કાળદૂત ? "

"જેને રામ રાખે ! તેને કોણ ચાખે ?"

ખુનીનું ધારેલું થયું. બ્યુટી અને બ્રાઉનના પગ નીચેનો પત્થર કળ દબાતાંની સાથેજ ખસી ગયો પણ તેઓ બન્ને ઉંચકાઇ જઇ, ફાંસીએ લટકી પડે તે પ્હેલાં તો એક સનનન કરતી ગોળી ત્યાં આવી. દોરડું વચમાંથીજ કપાઇ ગયું. બ્રાઉન અને બ્યુટી બેહોશ થઇ નીચે પટકાઇ પડયા. આવનાર વ્યક્તિ તે અન્ય કોઇ નહિ...પરન્તુ ડિટેકટીવ મી૦ સેકસ્ટન બ્લેઇક પોતે હતો. બ્લેઇકે રંગમાં ભંગ પાડેલો જોઇને, અને હવે ન્હાસવાનો રસ્તો બાકી ન રહેલો જોતાંજ ખુની બ્લેઇકની ટક્કર લેવા તૈયાર થઇ ગયો. જે અરસામાં વિલિયમ પેલા વૃદ્ધ પુરૂષને છોડી બ્રાઉન અને બ્યુટીને છોડાવવા દોડયો. ખુની સ્હેજ વારમાં આ ભયંકર મામલો પામી ગયો. એ પોતે એકલો હતો, જ્યારે દુસ્મન ચૅાર હતાં. તેણે પળ વારમાંજ પાછા હઠી...એક અન્ય ચાંપ દાબી...પેલું ખુલેલું પાષાણુ દ્વાર ઢંકાઇ ગયું. વિલિયમ, વેલ્સ, બ્રાઉન અને બ્યુટી ચારે એમાં કેદ થઇ ગયાં, તે પછી ખુની બોલ્યો...

" બ્લેઇક ! આજે આપણી કસોટીનો છેવટનો સમય ! હવે આપણે બેજ છીએ. આજે ક્યાં તો તું નહિ ! ક્યાં તો હું નહિ ! "

ખુનીએ દગલબાજે રચી પિસ્તોલ છોડી...બ્લેઇક બચી ગયો. ગોળી તેના હાથમાંના પિસ્તોલને જ વાગી. બ્લેઇકના હાથમાંથી પિસ્તોલ ઉડી ગઇ. ખુનીએ બીજી ગોળી છોડી...બ્લેઇક હિંમત હાર્યો પણ ઇશ્વર કૃપાથી બ્હાર બાલી હતો. ખુનીની પિસ્તોલમાં હવે ગોળી રહી ન હતી. ખુનીએ પિસ્તોલ જમીન પર પટકી દીધી. બંને વચ્ચે મલ્લ યુદ્ધ શરૂ થયું. ખુની કુશલ એક પ્રચંડ અને અખાડાબાજ વ્યકિત હતી. તેણે થોડીજ વારમાં ડિટેકટીવ બ્લેઇકને જમીન પર નીચે નાખ્યો. તેની છાતી ઉપર ચઢી બેઠો. બ્લેઇકનું ગળું રૂંધાવા લાગ્યું. ખુની પોતાની જીત થયેલ જોઇ હરખાવા લાગ્યો.

" બસ...આજે...બસ...મ્હારા એકે એક શત્રુઓનો આજે અંત આવ્યો છે..."

" પરન્તુ એક બાકી છે..."

એક પ્હાડી સુર સંભળાયો. અને તેની સાથેજ આપણો ભેદી બુરખાવાળો મી૦ " મદદગાર " ત્યાં આવી ઉભો રહ્યો. ખુની બ્લેઇકની છાતી ઉપરથી ઉભો થઇ ગયો. બ્લેઇક ગુંગળાવાથી બેભાન બન્યો હતો.

" તું કોણ ? " ખુનીએ પૂછયું...

" જો...હું...તે...આ......"

" કોણ...વી...ની...લ......"

" હા, મરનાર ન્યુટનનો પરમમિત્ર... " ભેદી ખજાના"ની ચાવી ખિસામાં ઘાલી ફરનાર હુંજ તે વીલ્સન..."

" તો શું મરનાર ન્યુટને ખજાનાની ચાવી તને આપી હતી ? "

" હા ! "

અને વાંચક ! હવે તું’યે કળી ગયો હશે, કે મરનાર ન્યુટનના ખુનનું કારણ આ ચાવીજ હતી. ખુની મરનારની લાસને એકવાર, બીજીવાર, અને ત્રીજીવાર તપાસવા આવેલો, તેમાં તેનો મુળ હેતુ... ચાવી શોધવા સિવાય અન્ય ન હતો. તેને સ્વપ્ને પણ ખબર નહતી, કે ન્યુટન ખજાનાની ચાવી...વીલ્સનને આપીને પોતાને મળવા આવશે "

" લાઇ...વીલ્સન...હવે વધુ તકરાર જવા દઇ મ્હને તું એ આપી દે...ખજાનો આપણે એક સરખે હીસ્સે વ્હેંચી લઇએ."

" કદી નહિ...ખુની...બબ્બે ખુનોનો જવાબ લેવા હું આવ્યો છું."

" તો તે પણ મળશે." કે’તાંજ ભૂખ્યા વરુની માફક જીવ પર આવેલો ખુની મદદગાર મી० વિલ્સનની ઉપર તૂટી પડયો...વિલ્સન પણ પ્રચંડ વ્યકિત હતી. તે ખુનીથી જાય તેમ ન હતો. બને વચ્ચે લાંબા સમય સુધી જીવલેણ લડાઇ થઇ. અંતે ખુનીએ વીલ્સનના લમણામાં એક સખત મુઠ્ઠી મારી...વીલ્સનને ખુનીએ આંગળીએ પ્હેરેલી વીંટી વાગતાંજ તે તમ્મર ખાઇ જમીન ઉપર પડયો. લોહી લોહાણ થઈ ગયેલા ખુનીએ તેના ગજવામાંથી ચાવી કાઢવા પોતાનો જમણો હાથ તેના કોટ તરફ લંબાવ્યો, ત્યાં ભયાનક અવાજ કરતો પેકો દોડી આવ્યો. તેના ગળામાં લોખંડની સાંકળ હતી. વિલ્સન તેને કદાચ તે ખુનીને જોઇને તેના ઉપર ધસી જઇ તેને ફાડી નાખે એ બીકે દૂર બાંધીને પછીજ અંદર આવ્યો હતો. પરન્તુ વિકાળ પેકો પોતાની ગરદન લોહીલોહાણ થઇ જવાની પરવા ન કરતાં સાંકળ તોડી ખરી અણીને વેળાએ આવી પહોંચ્યો. ખુનીને તેણે જોયો બ્લડહાઉન્ડ

પેદ્રાએ પોતાના લોહીલોહાણ શેઠને પડેલો જોતાંજ તેની આંખોમાંથી ખુન ખુન વરસવા લાગ્યું. એક સાથે ચાર ચાર માણસને ન ગણકારનાર ખુની પેદ્રાને જોઇ કંપ્યો. જીવ બચાવવા તે ન્હાસવા ગયો... પડેલી પિસ્તોલ લીધી પરન્તુ તે ખાલી હતી. પેદ્રો કૂદ્યો. ખુની જીવલેણ જંગ રમ્યો. પરન્તુ અંતે હાર્યો, ઝનુની પેદ્રાએ-કૂતરાએ સાક્ષાત્ કાળ-દૂતનું કામ બજાવ્યું. જ્યારે બ્લેઇક ને વીલ્સનની મૂર્છા વળી ત્યારે તેઓએ જે ભયંકર દેખાવ જોયો તે એ હતો કે લોહીલોહાણ ખુનીની ચીરાયલી છાતી ઉપર ઉભો રહી પેદ્રો રૂધીરપાન કરતો હતો. કૂતરો કે કાળ-દૂત ?

# પ્રકરણ—૧૬ મું.

## "ભેદી ખજાનો"

ખુની કુઅલ પોતાના પાપનો જવાબ દેવાને પરમાત્માના દરબારમાં પ્હોંચી ગયો હતો. પોતાના શેઠને ઉઠેલાં જોતાંજ પેઠો ખૂનીની છાતી ઉપરથી ઉતરી વીલ્સનની પાસે આવી ઉભો રહ્યો. વિલ્સન પ્રતિ તે જાણે પોતે ગૌરવ ભર્યું કામ કેમ ન કર્યું, હોય, અને શાબાશી માગતો હોય તેવી આંખથી તે જોઇ રહ્યો. પરન્તુ વીલ્સન તેમજ બ્લેઇક ઉભયની આંખમાં ખુનીની આ ભયંકર સ્થિતિ જોઇ ઝળહળીયાં ભરાઇ આવ્યા હતાં. ખુની છતાં તે એક વીર પુરૂષ હતો. એટલુંજ કે તેણે પોતાના વીરત્વનો સદુપયોગ કરવાને બદલે દુરૂપયોગ કર્યો હતો. વિલ્સનને એટલામાં કોઇ "મદદ"ના પોકારો પાડતું સંભળાવ્યું. તે દોડયો. મરતા ખુનીનો હાથ કેદ કરેલા ભોંયરા સાંમે હતો. વિલ્સનને વાર ન લાગી. તેણે તરતજ પેલી ચાંપ દાબી...ચારેને છુટા કર્યાં. સર્વનો મેળાપ થયો. ક્ષાઉન પોતાના વીર પિતા વીલ્સનને ભેટયો.

'પિતાજી! આટલો વખત છુપા વેશમાં રે'વાનું કારણ?"

"ખુનીને છેતરવા..."

બ્લેઇકે વીલ્સનનો હાથ પકડી તેને ધન્યવાદ આપ્યો. વૃદ્ધ વેલ્સે પોતે ખુનીનો મદદગાર નથી, પરન્તુ નિર્દોષ છે તે પૂરવાર કરી આપ્યું અને પેઠાની પીઠ થાબડી...વીલ્સન બોલ્યો.

"પેડ્રો! ન્યૂટનનું વૈર તેં બરાબર લીધું છે. શેઠની વફાદારી સાચી કરી છે. છતાં ખુનીનું ખુન કરવા માટે હું તને શાબાશી નથી આપતો."

પેડ્રો તેના પગમાં લોટી પડયો. તે ક્રોધાવેશમાં થઇ ગયેલ ભૂલની ક્ષમા માગતો હતો, અને તે તેના નવા શેઠ વીલ્સન તરફથી તેને મળી.

તે પછી સર્વને લઇ વિલ્સન આગળ થયો. પોતાના ગજવામાંથી તેણે એક પિત્તળની ચાવી બહાર કાઢી...જમીનના એક છૂપા ભાગના બાકામાં તે લગાડી...ભોંયરામાં ઉતરવાનો એક નાનકડો માર્ગ ખુલ્લો થઇ ગયો. બ્હેઇકે મીણબત્તી સળગાવી. બધા પ્રકાશમાં અંદર ઉતર્યા. ત્યાં શું હતું? પ્રવર્ણ-મ્હોરોથી ભરપુર એક **ભેદી-ખજાનો."**

વાંચક! દુનિયાના ત્રણ કંકાશનાં દ્વાર...જર-જોરૂ અને જમીન માંહેની આ એક વસ્તુ...અને તે પ્રાણહારક અનંગળ પૈસો હતો. કે જે લેવા બાપડા ગરીબ ન્યુટનનું કુઆલે ખુન કર્યું હતું. પૈસો શું નથી કરાવતો?



# પ્રકરણ–૧૭ મું.



## " સુખી–છેવટ."

લાખો સુવર્ણમુદ્રાથી ભરપૂર એ ભેદી–ખજાનો બધાને બતાવતા મીલ્સન...વીલે પોતાનો પૂર્વ– ઇતિહાસ કે'વો શરૂ કર્યો.

"આજથી લગભગ બારેક દિવસની...વાત ઉપર હું મ્હારા પરમ મિત્ર મરનાર મી૦ ન્યુટન સાથે મુસાફરી કરવા ઉપડેલો. તે વેળા મ્હારો પુત્ર બ્રાન વકીલાત કરી રહ્યો હતો. થોડેજ જતાં અમારી સ્ટીમર દરિયામાં ખડક સાથે અફળાઇ ભાંગી ગઇ. તેમાંથી અમે પાંચ જણા બચ્યા. (૧) હું (૨) મ્હારો મિત્ર ન્યૂટનના–(૩) મી૦ ઇવેલ્સ. (૪) તેનો મિત્ર ખુની કુઅલ અને પાંચમાં કેપ્ટન પોતે મી૦ ડે.

ભયંકર જળઘોષને રસ્તે અમે જંગલ પસાર કરતા આ ભેદી ગુફામાં આવી લાગ્યા. લાગલગટ છ દિવસ ગુફામાં અમે વ્યતિત કર્યા, અમારે ચારેને પુષ્કળ દોસ્તી થઇ. કોટન તે વેળા નિતાતુર હોવાથી અમારી સાથે વધુ ભાગ લેતો ન હતો. એક રાત્રે અચાનક મ્હારા પરમ મિત્ર ન્યુટને પોતાનો વિચાર લંડન જવા જણાવ્યો. મ્હેં તેને બે દિવસ વધુ હવા ખાવા જવા જણાવતાં તેણે એક તાર મ્હારા હાથમાં મુકયો. આ સ્થળે મ્હારે તમને જણાવી દેવું જોઇએ કે મી૦ કુઅલ કોઇક કારણસર મ્હારા મિત્ર ન્યુટન સાથે લઢીને લંડન ચાલ્યો ગયો હતો, પણ મી૦ નેલ્સને (તેના પરમ મિત્રને) ત્યાંજ રે'વાનું કહી ગયો હતો. તારમાં નીચે પ્રમાણે લખ્યું હતું.

"મી૦ ન્યુટન"

"ભેદી ખજાના" ના બે સરખા ભાગ પાડવા કેટલાક કરારની જરૂર છે. તો આજ રાત્રેજ તું એકલો હાઇમડી ગલીમાં મ્હને મી૦ જાનસનના મકાનમાં મળજે. હું ત્યાં નામ બદલી રહ્યો છું.

ન્યુટનને મ્હેં "ભેદી ખજાના" વિષે પૂછ્યું. તેને મ્હારા ઉપર સંપૂર્ણ ભરોસો રાખી મ્હને બધી વાત વિસ્તાર પૂર્વક કહી. બોલ્યો... "વીલ્સન ! બે દિવસ ઉપર હું રાત્રિના ફરતો હતો ત્યારે આ ભોંયરાના કેટલાક છૂપા ભેદોની કળ મ્હને હાથ લાગી. મીણબત્તી ચેતાવી... હું વધુ તપાસ કરવા લાગ્યો. મ્હને એક નકશો જડી આવ્યો. જેમાં સર્વ કળો આપેલી હતી. તે ઉપરાંત વચ્ચોવચ્ચ એક ભેદી ખજાનાનું ચિત્ર પણ દોરેલું હતું. મ્હેં તે નકશો જોઇ સંપૂર્ણ શોધ કરી... અંતે મ્હારા એકલાની હામ ન ચાલી, હું તને ઉઠાડવા આવ્યો. પરન્તુ ભૂલથી ત્હારે બદલે હું અંધારામાં મી૦ કુઅલને ઉઠાડી લાવ્યો. તેણે અને મ્હેં મળી...ભેદી ખજાનો જોયો. અમે બન્નેએ તે સરખે ભાગે વ્હેંચી લેવા નક્કી કર્યું. ચાવી અને નકશો મ્હેં મ્હારી પાસે રાખ્યાં. અને તેને માટેજ મી૦ કુઅલ બીજે દિવસે સવારે મારી સાથે લઢી ચાલ્યો ગયો"

આટલી વાત મ્હારા મરનાર મિત્રે કરી ચાવી અને નકશો બન્ને મ્હને સોંપ્યા, અને તમામ કળ તથા ખજાનાથી વાકેફગાર કર્યો. તે આપતાં તેણે મ્હને કહ્યું..." વીલ્સન ! જો કદાચ કુઅલ મ્હારી સાથે દગો રમે, તો પણ તે આ બે ચીજ પામી શકનાર નથી. અને કદાચ મ્હારૂં ખુન થાય તો વીલ્સન ! તું જરૂર મ્હારૂં વેર લેજે......"

આ પછી અમે અંતે લંડન આવ્યા. લંડનની એક હોટલમાં અમે ઉતર્યા. મી૦ ન્યુટન અગાઉ બારેક વર્ષ પર રુશિયાના પ્હાડી પ્રદેશોમાં સફરે ગયેલા, ત્યાંથી તેમને એક બ્લડહાઉન્ડ કુતરો મળેલો, તેને તેમણે પોતાને ત્યાં લાવી ઉછેરી...મ્હને બક્ષીસ કરેલો. તેનું નામ પેડો. તે અમારા બેઉ સાથે હળી ગયો હતો. ખુનીને મળવા જતાં મ્હારી શિખામણથી તેઓ તેને સાથે લઇ ગયા. છતાં આયુષ્યની ઉણપે અંતે તેઓ કુઅલને હાથે માર્યા ગયા. અને તે ખબર મ્હને પ્રભાતમાંજ પડી. મ્હેં મરનાર મિત્રનું વૈર લેવા દ્રઢ નિશ્ચય કર્યો. અને તમને તેથીજ રૂ૦ ૧૦૦૦૦ નું ઇનામ મી૦ બ્લેઇકે આપવા હામ ભીડી. "

" અત્યાર સુધી હું મરનાર મી૦ ન્યુટનના કે'વા પ્રમાણે વેલ્સને ખુનીના મદદગાર ગણતો હોવાથી તેમના પર પણ મ્હને શક ગયો. હું મરનારને મળવા ગયો ત્યાં પેડોને લઇ મી૦ બ્લેઇક, તમે અને વિલિયમ ખુનીની પૂઠે પડી,ચૂક્યા હતા. "બુરખાવાળા"ના ગુપ્ત વેશમાં હું મી. કુ ઉર્ફે 'વુડ'ને મળ્યો. અને ખુનીના નામ જાહેર કર્યા. વળી મ્હારા મિત્ર બ્રાઉનને શક ઉપરથીજ ત્રાસ આપવા ડિટેકટીવ બ્લેઇક અને વિલિયમ પૂઠે પડયાની ખબર મ્હને પડતાંજ મારાથી ન રે'વાયું. ન્હાનપણથીજ મ્હારો સ્વભાવ વિનોદી હોવાથી મ્હને આપની મી૦ બ્લેઇક ચતુરાઇ જોવાનો શોખ થયો. મ્હારા પતિ બ્રાઉનને ગુપ્ત વેશમાં હું પાછળી બારીએથી મળ્યો, અને બટલરનો વેશ બજવી બતાવ્યો. તથા તેને સ્ત્રી વેશમાં નસાડયો. તે પછી ખુની ન્હાસતી મીસ બ્યુટીને પકડી ગયો. અને ગુફામાં તેના પિતા સાથે તેના ઉપર ત્રાસ વરતાવવા લાગ્યો."

"ત્યારે તે પહેલાં પેક્રોને લઇને અમે ખુનીની પૂઠે પડતા હતા... ત્યારે પેક્રો જેની મોટરમાં કૂદી પડયો હતો..." અશોકે વચમાં પ્રશ્ન કર્યો...

"તે હુંજ હતો...મી૦ વુડ પાસે આપની તમામ હકીકત જાણી... હું પણ ખુનીની પૂઠે પડયો હતો, મ્હને જોતાંજ પેક્રો મોટરમાં કૂદી આવ્યો હતો. પેક્રો અને પેલી ચિઠ્ઠી...મી૦ વુડની સાથે પાછા મોકલનાર પણ હુંજ."

"તમે કયાંથી જાણ્યું કે ખુની બાર વાગ્યાની ગાડીમાં નહાસી જનાર છે."

મ્હેં એને સ્ટેશન ઉપર ટીટીટ માસ્તરે હવે કઇ ટ્રેઇન આવે છે. એમ પૂછતો સાંભળ્યો હતો..."

"વાર૩ પછી..."

"તમારે માટે મ્હેં પુષ્કળ રાહ જોઇ. અંતે તમે ન આવ્યા, ત્યારે એક ખાસ ગાડીની યોજના કરી...હું મોટર સાઇકલ ઉપર ખુનીની ગાડીની પૂઠે પડયો. તમારા હાથમાંથી છટકી પેક્રો ટ્રેનની પૂઠે દોડી આવ્યો. તે કમનસીબે લાંબી ફલંગો ભરતો એક ખુણામાં ગબડી પડયો. મ્હેં એની ગર્જના સાંભળી. બચાવ્યો...અને બેદી ગુફાથી થોડે દૂર મોટર સાઇકલમાં બેસાડી લઇ આવ્યો. એ સખત અકળાયો હતો તેથી બેશુધ્ધ થયો હતો. જેને લઇને એને એક ઘટાદાર વૃક્ષ ઓથે સુવડાવી...હું ખુનીની પૂઠે મોટર સાઇકલ પર ગુફામાં આવી લાગ્યો. પરન્તુ પાછળને દ્વારે જવાની ઇચ્છાથી હું આગલી બાજુએ અંધારામાં સાઇકલ મુકી તે બાજુએ ગયો. મ્હારે

કમનસીબે તે બાજુએ આવતાં હું અંધારામાં એકને બદલે બીજીજ કળ દબાવી બેઠો, અને ગુંચવાઇ ગયો અને તેજ કારણને લઇને મી૦ બ્લેઇક ચાપની મદદે મોડું અવાયું, ગુફામાં જે દારુગોળો ભરેલો હતો, તે ઉપરથી કોઇ અસલના રાજાએ પોતાના કુટુંબ સહીત શત્રુથી બચવા અત્રે વાસ કરેલો હોવો જોઇએ છે, એમ મ્હને કુઅલને, અને મરનારને ખબર હતી. અને બંદી-ખજાનો પણ એ રાજાનોજ હોવો જોઇએ. અસ્તુ...બનનાર બની ગયું છૂપી કળથી... મ્હેં વેલ્સ અને તેના પુત્રીને બચાવી નીચે લાઇ લીધો અને તમે રહી ગયાં. તે વેળા–"બ્લેઇક...હાં...લાં..." કરી તમને ચેતાવનાર હુંજ હતો."

"એટલામાં મ્હાડી કુતરા પેડ્રોનો અવાજ મ્હેં બ્હાર સાંભળ્યો. પરન્તુ ત્યાં જઇ પહોંચું તે પ્હેલાં તમે અને વિલિયમ પેડ્રોને લઇ ટ્રેનમાં પાછા ગયા. તે પછી જ્યારે હુ આ પિતા-પુત્રીને બચાવી બ્હાર નીકળ્યો. ત્યારે મ્હેં મ્હારા પુત્ર ઉર્ફે મી૦ બ્રાઉનને આ પોશાકમાં વિલિયમને ઉંડા પાણીમાં ફેંકી ઉભો રહેલો જોયો. હું દોડયો. અમે બંનેએ મળી વિલિયમને બચાવ્યો. અને પછી મારી પુત્રિ કે બ્યુટીના કાગળને લઇ પોતાના ભાવી શ્વસુરની મદદે આવના નીકળ્યો હતો, તેને તેની પત્ની સાથે મેળાપ કરાવ્યો.

" ખુની નકલી ચાવી અને નકશો શોધવા ફરી મરનારની લાસ પાસે જશે, એમ હું આગળથીજ ધારતો હોવાથી તમારી સાથે મરનાર મ્હારા મિત્રના શબ પાસે આવ્યો, " વુડ " નું ખુન થયેલું જોતાંજ હું ઓળખી ગયો, મામલો પામી ગયો. અને કદાચ મરનાર

“ વુડ ” મ્હને ઓળખી જઈ મ્હારૂં ખરૂં નામ વ્હેલું પ્રકાશ કરી દઈ બાજી બગાડી નાખે એ બ્હીકે, તથા ખુની કદાચ ગુફામાં જઈ વેલ્સ ઉપર મી૦ વીલ્સન ઉર્ફે મ્હારો પત્તો મેળવવા જુલમ કરે, એ ભયે...પેકોને લઈ ગુફા પ્રતિ...ગયો...અને ત્યાં ખુનીએ આપણા સર્વેની શુરવીરતાની ખબર લીધી...એ આપણે જાણીએ છીએ... પેકો કે જેને મ્હેં ખુનીને ચેતાવી દૂર ન્હસાડી મુકે એ ભયે સાંકળથી બ્હાર બાંધી રાખ્યો હતો, તેણે પ્રાણના ભોગે સાંકળ તોડી આપણે સર્વને બચાવ્યા. લ્યો.. હવે આ તમારું ઇનામ......કે'તાંજ દશદશ હજાર સુવર્ણ મુદ્રિકા વીલ્સને વિલિયમ તથા ડિટેકટીવ સેક્સટન બ્લેઇકને આપવા માંડી.

“ નહિ ! મી૦ વીલ્સન... આમાં તમારો ભોગ ઓછો નથી• હું ધારું છું કે...તમે જો ડિટેકટીવ થાત...તો...

“ અને તેમજ છે...મી૦...બ્લેઇક ” કે'તાંજ મી૦ વીલ્સને પોતાના પુત્ર બ્રાઉન તરફ એક હાસ્ય ભરી નજર નાખી પોતાનો છૂપો ચાંદ બતાવ્યો.

“ કોણ ? તમારૂં નામ ? ”

“ મી૦ વીલ્સન...વેલી...પેરીસનો પ્રખ્યાત ફ્રેન્ચ...અને મી૦ વિલિયમ અને વીલ્સન બંને ભેટી પડયાં...બેઉ ડિટેકટીવોએ પણ સેકડહેન્ડ કરી...

અને ખુનીની જડતી લેવામાં આવી. અને તેના ગજવામાંથી એક ડાયરી મળી આવી. તેમાં તેણે પોતાનો તમામ અહેવાલ લખી રાખ્યો હતો...

વાંચક! વીરા! અક્કલ બુધ્ધિ અને ચાલાકીના પ્રસંગોથી ભરપૂર આ નવલકથા વાંચ્યા પછી જો ત્હારે જાણવાનું બાકી રહી જતું હોય, યા ત્હારા ભેજામાં ન ઉતરતું હોય...તો તે ત્હને શોધી કાઢવાનું સ્થળ...એ ખુનીની ડાયરી છે. એટલો શ્રમ મગજને જરા તું એ આપજે...અવશ્ય ફાયદો થશે.

## "ઉપસંહાર."

"મી૦ બ્રાઉન અને મીસ બ્યુટીના લગ્ન ધામધુમથી થયાં.

(૨) વિલિયમ અને વીલ્સન સ્વદેશ (પેરીસ) પાછા ફર્યાં ડિટેક્ટીવ

મી૦ સેકસ્ટન બ્લેઇકને તેમની મહેનત અક્કલ પરાણે દશ હજાર સુવર્ણ મુદ્રા લેવી પડી.

(૩) વીલ્સને એજ ખજાનામાંથી પોતાનાં પરમ મિત્ર ન્યુટનનું એક ૦.ની સ્મારક એજ ગુફા આગળ ઉભુ કર્યું. અને બાકીનો પૈસો નિ:સ્વાર્થ ભાવે વેલ્સની પુત્રી મીસ બ્યુટીને પોતાના પુત્ર સાથેના લગ્નમાં સમર્પણ કર્યો. બ્રાઉન અને બ્યુટી લંડનમાંજ રહ્યા

(૪) વેલ્સે પોતાનો અવશેષ કાળ મોજમેજાહમાં પસાર કર્યો.

(૫) ડિટેક્ટીવ બ્લેઇકે પોતાને મળેલી દસ હજાર સુવર્ણ મુદ્રામાંથી ઘટતો ખર્ચ કરી પેલા બહાદૂર ખુનીનું બાવલું તેના મૃત્યુ સ્થાન ઉપરજ ઉભુ કર્યું.

(૬) પેદ્રો ચાકરીમાં વીલ્સન પાસેથી મી૦ બ્લેઇક પાસે આવ્યો.

બીજેજ દિને એ રાક્ષસી—કુતરા પેદ્રોના વીરત્વના વખાણ અને વીલસન સાથે એલેકની કીર્તિના ફુકરાઓ લંડનના પેપરમાં છપાઇ ઘેરઘેર વચાવા લાગ્યા...આર્બત્ર ટ્રી ગલી અમર થઇ ગઇ અને તેની સાથે ખૂની મી૦ કુબસ પણ "ભલા યા ભુંડા ગુણો" પણ પોતાનું નામ અધાવિ પર્યંત મુકતો ગયો.

# સમાપ્ત.



# તૈયાર છે! તૈયાર છે!! તૈયાર છે !!!

**જનસમાજમાં વખણાયલી અને અતિશય**
**લોકપ્રિય થયલી માલવપતિ મહારાજ**
**કવિકુલ ચુડામણી**

# યોગેન્દ્ર ભર્તૃહરિ

(ભરથરી)

પાંચ ચિત્રો સાથે કાવ્યમાં વાર્તા. અતિ ઉત્તમ ભાવનામય
કાવ્યો વિદ્વાન લેખકની કશાયલી કલમથી અંકીત
થયલા છે, આજ સુધી આ માહની બ્હાર
પડેલી બુકોમાં સર્વોત્તમ છે.

## છતાં કીંમત ફક્ત આઠ આના



આ તથા એ સિવાય બીજાં દરેક જાતના પુસ્તકો
મળવાનું ઠેકાણું:

## ગુજરાતી સાહિત્ય મંદિર

**સલાબતપૂરા**

## સુરત.

ફક્ત આ ટાઇટલ સુરત બરાનપુરી ભાગોળ,ભાજીવાળી પોળ, અનાવીલ લૉજની બાજુમાં
આવેલા 'શ્રી અનાવિલ બંધુ' મા. પ્રેસમાં ગોવિંદજી ડાહ્યાભાઈ નાયકે છાપ્યું.

